"જ્ઞાનવર્ધક પુસ્તકમાળા," પુ. ૪૦ મું.

# ગૃહિણી ભૂષણ.

પહેલો ભાગ.



આદર્શ ગૃહિણી—
સૌ. કસ્તુરબા મોહનદાસ ગાંધી.

કિંમત દસ આના.

"જ્ઞાનવર્ધક પુસ્તકમાળા" પુસ્તક ૪૮

# ગૃહિણીભૂષણ



## ભાગ પહેલો

સંપાદક અને પ્રકાશક

જીવનલાલ અમરશી મહેતા; અમદાવાદ.

આવૃત્તિ ૧ લી.] ઈ. સ. ૧૯૨૪. [પ્રત ૧૧૦૦



પ્રી. "સૂર્યપ્રકાશ" પ્રિન્ટીંગ પ્રેસમાં મૂળચંદભાઇ ત્રીકમલાલે છાપ્યું.
ટંકશાળ; અમદાવાદ.

કિંમત ૦-૧૦-૦.

# નિવેદન.

---

[illegible] બાળક” માસિક પત્રનો “વસન્ત” અંક વાચકોના હાથમાં મુકતાં અમને ઘણોજ આનંદ થાય છે. સ્ત્રીઓની ઉન્નતિ માટે સેવા કરવી એ તો એ પત્રનો આશય જ છે. તેમને સારૂં અને ઉપયોગી વાંચન આપવાની અમારી અભિલાષા છે, અને આ ખાસ અંકને માટે અમે “ગૃહવ્યવસ્થા” તથા “બાળરક્ષણ” ના વિષય ઉપર ચર્ચા અને માહિતી આપવાનું ઠરાવ્યું હતું. અમારી એ અભિલાષા કેટલે દરજ્જે સફળ નિવડી છે તેનો જવાબ તો આ અંકમાંના લેખોજ આપી શકે. પરંતુ અમને એટલો તો સંતોષ થયો છે કે આ ઉપયોગી અને ગંભીર વિષય ઉપર અમે થોડા ઘણા મહત્વના લેખો મેળવી શક્યા છીએ. આ અંકમાં “ગૃહવ્યવસ્થા” તથા “બાળરક્ષણના” જુદા જુદા અંગો સંબંધી ચર્ચાત્મક તથા હકીકત અને જ્ઞાન આપનારા રચનાત્મક લેખો અમે આપી શક્યા છીએ તેથી અમને સંતોષ થાય છે. જે જે બહેનો તથા ભાઈઓએ તસ્દી લઈને લેખો લખી મોકલ્યા છે તે સર્વેના અમે અત્યંત આભારી છીએ.

આ લેખો સ્ત્રીઓ માટે ઉપયોગી હોવાથી તેની વધારે નકલો આ પુસ્તક રૂપે છપાવી છે. આશા છે કે વાંચનારી બહેનોને તે કિંમતી થઈ પડશે.

આનો બીજો ભાગ દીવાળીના અરસામાં તૈયાર થશે. તેમાં ચુંટી કાઢેલા વિવિધ વિષયના મહત્વના લેખો, જીવન ચરિત્રો, કથા-વાર્તાઓ વગેરે આવશે.

ઉ૦ અ૦ મહેતા.

# અનુક્રમણિકા.

## વસન્તનાં વધામણાં.

રાસ.

---

વાગે વસન્તનાં અનેરાં વધામણાં,
એ..............નવયુગનાં,
જીવન ઉદ્યાનમાં
દેવાંશી લોકનાં,
ભારતના ચોકમાં—
વાગે વસન્તનાં અનેરાં વધામણાં.

વા. વાય દક્ષિણના, શીતલ મંદ સુગંધ,
શો અભિષેક થઈ રહ્યો, દેશપ્રીતિ મકરંદ;
આંબે આંબેથી મ્હોર અવનીમાં ઉતરે
એવો ઉત્સાહ મારા હૃયેથી નીતરે—
જો...............કોકિલા,
મહિલા કરશે લીલા
ભારતની કુંજમાં,
જાગે ઉરચેતના:—
વાગે વસન્તનાં અનેરાં વધામણાં:

હંસરાજ (અંધકવિ.)

# ભારતપુત્રીને અભિનંદન.

(મ્હને ભૂલી ગયો છે મ્હારો છેલરો રે—એ રાહ.)

અભિનંદન એ ભારતની પુત્રીને જો,
જેને પગલે પનોતો સંસાર સુખસાર,
તેને વધાવું વિશ્વઆંગણે રે........................૧

જેનું હૃદય સ્નેહ સરવરીએ તરવરે જો,
જેના ડગલે ને પગલે સુવિચાર સહવિચાર,
તેને રમાડું હૃદયચોકમાં રે........................૨

દેવી સદ્‌ગુણો, સામર્થ્યવડે શોભતી રે,
જેના અંકમાં ઉછરતા કુમાર સુકુમાર,
તેનાં લઉં હું ઓવારણાં રે........................૩

જેના તેજથી સમગ્ર દેશ ઓપતો રે,
જેના બળથી આ દેશનો થનાર સમુદ્ધાર,
તેનાં ગાઉં હું ગુણ ગીતડાં રે................૪

તમ પાતિવ્રત્યપુણ્યના પ્રભાવથી રે,
સદા અમૃતમય કરજો ભર્તાર પરિવાર,
જેથી (અંતે) સોહાશો બ્રહ્મમંદિરે રે..........૫

## " એ અવસરમાં વ્હેલા વળજો વ્હાલમા ! "

( ઓધવજી સંદેશો કહેજો શ્યામને:—એ રાહ.)

એ અવસરમાં વ્હેલા વળજો વ્હાલમા !
પૂર્ણ પ્રફુલ્લિત સૌમ્ય સુહાતી વસંત જો !
કોયલડી કુંજે રે કુંજે કારમી;
પ્રેરતી અંગે અંગ અનંગ અનંત જો,
એ અવસરમાં વ્હેલા વળજો વ્હાલમા !
પુષ્પ તણી કુંજો લીલીશી શોભતી !
પળ પળ પ્રેરતી પ્રેમ પીયુશ પરાગ જો !
સ્નેહ સુશોભના વૃક્ષ વીંટાતી વલ્લરી !
રતી યૌવન ફુલ્લ ઉરે અનુરાગ જો !
એ અવસરમાં વ્હેલા વળજો વ્હાલમા !

ારદ રેણુ સુશોભિત સ્વચ્છ સુહામણી,
નેર્મળ જ્યોત્સ્ના ઝરતો નભમાં ચંદ જો !
ઘમી વર્ષણુ પ્રિય સ્નેહસુધારસ રેલતો,
ાયુ વહેતો શીતલ લ્હેર સુમંદ જો !
એ અવસરમાં વ્હેલા વળજો વ્હાલમા !
ાર છવાયા ઘાઢ તિમિરે મેહુલા,
ડડડ કડકડતા એ ઉગ્ર સુરીત જો !
વેજલડી ચમકે રે ઉંડે આભલે,
ામળ પુષ્પસમુ કરતી દિલ ભીત જો !
એ અવસરમાં વ્હેલા વળજો વ્હાલમા !
એકલડાં રહેવાં એ વ્હાલા ! કારમાં,
તેમાં યે દુસ્તર આ કાલ કરાલ જો !
મંગલમૂર્તિ ! સ્નેહસ્વરૂપ ! પધારજો !
પ્રેમકૃપામૃત પાવા પૂજ્ય કૃપાલ જો !
એ અવસરમાં વ્હેલા વળજો વ્હાલમા !

શેલત વાસુદેવ રામચંદ્ર

# વસન્તનાં વધામણાં.

વાય વ્હાણાં સખીરી ! વસન્તનાં:
વેણુ વાગે વસન્તની દિગન્તમાં:—

—વાય.

ફોરે ફુલડાંના ફાલ,
મ્હોરે મંજરી રસાળ;
ટહૂકે કોયલ ઘટાળી કુંજ કુંજમાં:

—વાય.

મધુર મધુરો ચમ્પાય—
શીતળ સમીરણ ચિત્તમાંય;
ગીત ગૂંજે મધૂપ સ્નેહસન્તના:

—વાય.

નવલ રંગે રંગેલ—
સૃષ્ટિ ઢાળે રસરેલ;
એલું આશાની વેલ હું ય અનન્તમાં:
ફૂલે ફોરે વસન્ત અંગઅંગમાં;
કનૈયા કન્થમાં—
મસ્ત પ્રેમપન્થમાં—
ગાઉં ગાણાં સખીરી ! વસન્તનાં— —વાય.

કેશવ હ. શેઠ.

# ઘેલો વસન્ત ડોલે !

આ વિશ્વવાટિકામાં
ઘન વૃક્ષની ઘટામાં
ડુંગરી છટામાં,
ઘેલો વસન્ત ડોલે !

મલયાનિલીય લ્હેકે
મઘમઘતી પુષ્પ મ્હેકે,
કોયલને કણ્ઠ ટ્હુકે
ઘેલો વસન્ત ડોલે !
મદ લોલ રમ્ય નયને
રસિયાંના રાત્રિશયને,
વ્હાલા વિલાસચેને
ઘેલો વસન્ત ડોલે :
મન્મથ વિજયને ડંકે
રમણી રતિને અંકે,
નાદે ચઢયો નિશંકે
ઘેલો વસન્ત ડોલે !

પ્રો. શર્મા.

## "ગૃહવ્યવસ્થા" અને ઉચ્ચશિક્ષણક્રમ.

( લેખક રા. કેશવપ્રસાદ દેસાઈ, બી. એ., એલએલ. બી. )

કેળવણી—ખાસ કરીને માધ્યમિક અને ઉચ્ચ કેળવણીમાં કયા કયા વિષયોનો સમાવેશ કરવો જોઇયે તે બાબત ઘણીયે ચર્ચાઈ છે. અને ચર્ચાય છે. તેમાંયે કન્યાઓના ઉચ્ચ શિક્ષણમાં કયા કયા વિષયો હોવા જોઇયે, તે તો વળી બહુ ચર્ચાયા કરે છે.

માધ્યમિક શિક્ષણ એટલે બુદ્ધિશક્તિની ખીલવણી માટે અપાતું શિક્ષણ, એમ આપણે સમજીશું તો ખોટા પડવાનો ભય નથી. માધ્યમિક શિક્ષણ પંદર સોળ વર્ષની વયે સમાપ્ત થાય, અને ત્યાંસુધી બાળાઓની બુદ્ધિને જે જે જ્ઞાન ખીલવે તે જ્ઞાન તેમને આપવું જોઇયે. તેમાં કાંઈ તેઓને એકાદો વિષય આપીને તેમાં પારંગત કરી શકાય નહિ. બુદ્ધ ખીલ્યા પછી તેમને એકાદ વિષયમાં નિષ્ણાત બનાવવાં હોય તો તે સરળ પડે. જુદા જુદા શાસ્ત્રોના મૂળ પાઠ શીખવવાથી બુદ્ધિ

વિવિધ માર્ગે ખીલે છે, તથા વિદ્યાર્થીને આકર્ષણ કઈ તરફ થાય છે; તે જાણી શકાય છે. એટલે માધ્યમિક ક્રમમાં આવા મૂળ સિદ્ધાંતો રાખી શકાય. તે સમયે એમ પણ જોઇ શકાય કે કયા વિષય પ્રત્યે વિશેષ આકર્ષણ થાય છે; અને તે વિષય માધ્યમિક ક્રમમાં ખાસ કરીને શીખવી શકાય તથા તેમાં તે વિદ્યાર્થી પારંગત થઈ શકે.

પરંતુ ઉચ્ચ શિક્ષણમાં પણ અમુક વિષયો તો શીખવવાજ જોઇયે. કારણ કે અમુક વિષયમાં પારંગત થવા ઉપરાંત સામાન્ય બુદ્ધિવિકાસ તો થવો જ જોઈયે. તે સાથે નિત્ય વ્યવહારમાં જે વિષયો ખાસ ઉપયોગી થઈ પડે તે પણ જાણવા જ જોઇયે. આ કારણથી ઉચ્ચ શિક્ષણના અભ્યાસક્રમમાં ફરજીયાત અને મરજીયાત એમ વિષયોના બે વિભાગ કરવામાં આવે છે. આ વિભાગોમાં કયા કયા વિષયો હોવા જોઇયે તે પ્રશ્ન ચર્ચાભરેલો છે. પરંતુ અત્યારે તો કન્યાઓના ઉચ્ચ શિક્ષણના અભ્યાસક્રમમાં "ગૃહવ્યવસ્થા"ના વિષયને શું સ્થાન આપવું જોઇયે તે આપણે વિચારીશું.

અત્રે એક પ્રશ્ન ઉભો થાય છે. કન્યાઓનો અભ્યાસક્રમ યુવકો કરતાં જુદો હોવાની જરૂર છે? અત્યાર લગી એમ મનાતું આવ્યું છે કે તેવી જરૂર નથી, અને તે પ્રમાણે યુવક અને યુવતીઓ માટે એક સરખોજ ક્રમ સરકારી વિદ્યાપીઠો તરફથી રાખવામાં આવ્યો છે. તેમાં દલીલ એવી છે કે યુવક કે યુવતીની બુદ્ધિમાં કાંઇ ફરક નથી, અને બુદ્ધિની ખીલવણી માટે અભ્યાસક્રમ છે, તો પછી તેમાં ભેદ શા માટે? વળી તેઓ તો આગળ વધીને કહેવા લાગ્યા કે જેઓ કન્યાઓ માટે જુદો અભ્યાસક્રમ માગે છે, તેઓ સ્ત્રીની પદ્વી હલકી લેખે છે. પરંતુ આ તહોમત સાચું નથી. ઉપર આપણે જોઈ ગયા કે અભ્યાસક્રમ રચતી વખતે ત્રણ બાબતો ધ્યાનમાં રાખવાની છે: (૧) બુદ્ધિની ખીલવણી, (૨) વ્યવહારૂ ઉપયોગિતા, (૩) શીખનારનાં શોખ અથવા મનનાં વલણ.

હવે આ દૃષ્ટિએ આપણે "ગૃહવ્યવસ્થા" નો વિષય જોઈયે. ઘણા જણ આ વિષયની વિશાળતા સમજતા નથી, અને એમજ સમજે છે કે અભણ અને નિરક્ષર સ્ત્રીઓ પણ ઘરસંસાર ચલાવી

શકે છે, એટલે અન્ય રીતે કેળવાયલી સ્ત્રીયોને આ વિષય ભણાવવાની જરૂરજ નથી. ખરૂં જોતાં ગૃહવ્યવસ્થામાં ઘણા વિષયોનો સમાવેશ થાય છે. ઘરગતુ રસાયણશાસ્ત્ર, પાકશાસ્ત્રનું રસાયણ, ખોરાકના ગુણદોષ, માંદાની માવજત; રહેઠાણના ગુણદોષ, પદાર્થવિજ્ઞાનનાં મૂળતત્ત્વો, બાળઉછેર, ઘરનો શણગાર, કલાની તથા આરોગ્યની દૃષ્ટિયે ઘરની ગોઠવણ, આરોગ્યને હાનિ કર્યા સિવાય ઘરમાં કરી શકાય તેવી કરકસર, ફસલ ભરવાની રીતો તથા બાફવા, તળવા અને શેકવામાં શા શા ફેરફાર છે તે વગેરે ઘણી ઘણી બાબતોનો તેમાં સમાવેશ થાય છે. આ વિષયો કાંઇ વગર અભ્યાસે આવડી જાય તેવા તો નથી જ. તેમ તે ઉપયોગી પણ છે. એટલે "ગૃહવ્યવસ્થા" નો આખો વિષય સ્ત્રીઓએ શીખવા જેવો તો છે જ.

ત્યારે પ્રશ્ન એમ થાય છે કે તે મરજીયાત હોવો જાઇયે કે ફરજીયાત? વિષયની ઉપયોગીતા તો સ્વીકાર્યા વિના છુટકો નથી. તે સાથે એમ પણ સ્વીકારવું પડે છે કે હિંદુ સમાજની લગભગ બધીજ સ્ત્રીઓને માથે ગૃહવ્યવસ્થા તો આવે જ છે. હજી આપણા સમાજમાં કૌટુંબિક જીવન છિન્નભિન્ન થયું નથી. હોટલોમાં જઇને કુટુંબો વસતાં નથી. એટલે ગૃહવ્યવસ્થાના જ્ઞાનની અતિ ઉપયોગીતા તો છે જ, અને જો ભવિષ્યની ગૃહિણીઓને ગૃહવ્યવસ્થાનું પદ્ધતિસર જ્ઞાન આપી શકાય તો આખા સમાજને ભારે લાભ થાય. ગુજરાતની નાર ઘરરખુ તો છે જ, તે સાથે ઘરને યોગ્ય રીતે રાખતાં શીખવી શકાય તો પછી કાંઇ બાકી રહે નહિ. એટલે આ દૃષ્ટિયે તપાસતાં "ગૃહવ્યવસ્થા" નો વિષય કન્યા કેળવણીમાં ફરજીયાત હોવો જ જોઇયે.

પરંતુ એક બીજી નજરે આ પ્રશ્ન જોઈ શકાય. આપણે ઉચ્ચ શિક્ષણક્રમની વાત કરીયે છીયે. મુંબાઇ યુનિવરસીટીએ હજી કન્યા કે યુવકોના ક્રમ નિરાળા કર્યા નથી અને ક્યારે કરશે તે પણ કહી શકાય તેમ નથી. વળી જો ક્રમ કેવળ નિરાળા કરવા માટે હીલચાલ થાય તો ઘણાં ઘણાં કારણોને લીધે તે હીલચાલ એકદમ સફળ થાય કે નહિ તે પણ શકભરેલું છે. તે માટે કેટલાએક વ્યવહારૂ લોકો એમ સૂચના કરી શકે કે "ગૃહવ્યવસ્થા"નો વિષય

જો યુનિવરસીટીના ક્રમમાં મરજીયાત તરિકે દાખલ કરીને તે શીખવવાની સગવડ જુદી જુદી પાઠશાળાઓમાં કરવામાં આવે, તો તો આપણું કાર્ય સરે. અત્યારે આ વિષય ત્યાં બિલકૂલ નથી, પણ પછી કન્યાઓ તે વિષય મરજીયાત તરિકે લઈ શકે, અને યુનિવરસીટીને આખો અભ્યાસ ક્રમ જુદો રચવો પડે નહિ. આ પણ એક દ્રષ્ટિબિંદુ છે, અને આ રીતે પણ જો મુંબાઇ યુનિવરસીટીના અભ્યાસક્રમમાં આ અતિ ઉપયોગી વિષયને સ્થાન મળતું હોય તો આપણે તેને ટેકો આપવો જોઇયે.

અત્યારે યુનિવરસીટીના ઉચ્ચશિક્ષણમાં કન્યાઓ માટે "ગૃહવ્યવસ્થા" અથવા તેમના સ્વાભાવિક લલિતકલાના શોખને પોષક વિષયો નથી. તેથી કન્યાઓમાં ઉચ્ચ શિક્ષણનો પ્રસાર થવામાં વાંધો આવ્યો છે. સમાજમાં સામાન્યરીતે એવીજ માન્યતા પ્રસરી ગઇ છે કે જેને નોકરી કરવી હોય તેજ પાઠશાળામાં ભણવા જાય. અને છોકરીઓને તો ઘર માંડવાનાં છે એટલે ઉચ્ચ શિક્ષણથી તેમને કાંઇ ખાસ લાભ નથી. સમાજની આવી માન્યતા માટે હાલનો ઉચ્ચશિક્ષણનો ક્રમ કેટલેક અંશે જવાબદાર ગણી શકાય. રોમ અને ગ્રીસના ઇતિહાસ તેમજ બીજગણિત અને ભૂમિતિ, તથા સપ્ત અંગ્રેજી નિબંધો વગેરે ફરજીયાત પુસ્તકોમાં નજરે પડે, ત્યારે ગુજરાતી ભાષાનું ઉંચું જ્ઞાન કે ગૃહવ્યવસ્થાનો વિષય મરજીયાતમાં પણ નહિ. એટલે સામાન્ય જનસમાજમાં ઉપર જણાવેલી માન્યતા ફેલાય જ. માટે વધારે કન્યાઓ ઉચ્ચ શિક્ષણ પ્રાપ્ત કરે તે હેતુથી પણ તે શિક્ષણક્રમ આકર્ષક અને વ્યવહારમાં ઉપયોગી થાય તેવો બનાવવો જોઇયે.

આ કારણોથી આપણે મુંબાઇ યુનિવરસીટીના ક્રમમાં "ગૃહવ્યવસ્થા"ને કાંઈ નહિ તો મરજીયાત સ્થાન અપાવવા ચળવળ ચલાવવી જોઇયે. જે સંસ્થાઓ મુંબાઇ યુનિવરસીટી સાથે જોડાઈ ના હોય, ત્યાં "ગૃહવ્યવસ્થા"ને ફરજીયાત શીખવવાની ગોઠવણ કરવી જોઇયે. તેમજ આ વિષય ગુજરાતીમાં શીખવી શકાય તેટલા માટે તેનાં જુદાં જુદાં અંગ સંબંધી પાઠ્ય પુસ્તકો ગુજરાતીમાં રચાવી પ્રસિદ્ધ કરાવવાં જોઇયે.



# રસોઇમાં રસાયણશાસ્ત્રની જરૂર.

[ લખનારઃ—મીસીસ પુતળીબાઇ કાબ્રાજી. ]

આપણે સાધારણ રીતે માંદાંની દયા ખાઇએ છીએ, મંદવાડને બહારથી આવી પડેલી એક પીડા ગણી માંદાં માટે દિલગીર થઇએ છીએ, પણ કદી આપણને એમ નથી લાગતું કે જે માણસ માંદું પડયું છે તે તેના પોતાના વાંકે છે. તનદુરસ્તી તેણે સાચવી નથી, તનદુરસ્તીના કાયદા પાળ્યા નથી તેથી મંદવાડ આવ્યો છે, ને તેથી તે પીડાય છે, તે માટે તેના દયા ખાવાની જરૂર નથી, પણ તેને ઠપકો આપવો ઘટે છે!

પણ આજે સુધરેલા દેશમાં એમજ મનાય છે. 'કેમ તમે માંદા પડયા? તનદુરસ્તીના કાયદા કેમ પાળતા નથી? તેથી શું તમે અજાણ્યા છો? અજાણ્યા હો તો જ્ઞાન મેળવો, તમારી તનદુરસ્તી જાળવવાની તમારી ફરજ સમજો કે જેથી સંસાર તરફની તમારી ફરજો તમે બરાબર અદા કરી શકો,' એમ હવે અમેરિકામાં કહેવાય છે. અને એવા વિચારો હોવાથી દુઃખી થઇ, માંદા પડી ડાકટરોની મદદ ન લેતાં લોક હવે તનદુરસ્તી સાચવવાના જ ઉપાયો પર પૈસો ખરચે છે અને બનતાં સુધી માંદા પડાયજ નહિં એવી સંભાળ રાખવાના ઠરાવ કરે છે.

ત્યાં હવે સારી રીતે સમજવામાં આવે છે કે શરીર એક સંચો છે અને તેની ભઠ્ઠીમાં જે બળતણ બળે છે તે આપણો ખોરાક છે, માટે ખોરાક ઉપજાવવો કેવો જોઇએ, તે પકાવવો કેવો જોઇએ, તે વાપરવો કેટલો જોઇએ, અને પડતો કેટલો મુકવો

જોઇએ, તે ઉપર વિદ્વાનો હવે ધ્યાન આપવા લાગ્યા છે. વળી શરીરના સંચાને સદા સારી હાલતમાં રાખવા માટે કસરતની જરૂર છે તે પણ આજે ચોમેર કબૂલ રાખવામાં આવે છે. જો માણસનો ખોરાક જોઇએ તેવો હોય, અને કસરત પુરતી હોય તો તેની તનદુરસ્તી સારી હોવી જ જોઇએ; અલબત, સફાઈ સુઘડતાની, ખુલ્લા હવાની જરૂરીઆત પણ મનાય છે, અને તે ઉપર પણ ચોકસ ધ્યાન અપાય છે. ગરીબોને આરોગ્યતાની પૈસાદારો કરતાં વધારે જરૂર છે; કેમ જે તેમને ભેજાંની કે હાથ પગની મહેનતથી પેટ ભરવું છે. પણ જો તેમનાં ઘરબાર ચોખ્ખી હવા ને ઉજાસ વગરનાં હોય, તેમના ખોરાકમાં ભેળસેળ અને દગાબાજી થતી હોય, અથવા અજ્ઞાનપણાથી તેમનો ખોરાક કસ વિનાનો અપોષણકારક અને સાથે વળી મોંઘો હોય તો પ્રજાનાં સામાન્ય હિત ઉપર માઠી અસર થાય. દુનિયાનાં ભારી કામોની હરીફાઈમાં દેશ પાછળ પડે, જુવાનો કમોતે મરે, બાળમરણનું પ્રમાણ વધી જાય, માતાઓ નબળી થાય અને સામટી રીતે પ્રજા હીણ થઇ જાય. એ માટે અમેરિકન લોકો ખાસ કાળજી રાખે છે, ખાસ મહેનત લિયે છે, અને હવે તેઓમાં એવું થયું છે કે કોઇ માંદું પડ્યું તો કહેશે કે એણે તનદુરસ્તીના નિયમ સાચવ્યા નહિં, દેહ તરફની પોતાની ફરજ સમજ્યો નહિં, ભારે ખોરાક ખાઈ થોડી કસરત લીધી, યા મહેનત પ્રમાણે ખોરાક લીધો નહિં. હવે તે દેશમાં મોટાં મોટાં સરકારી ખાતાં ખોરાકની વસ્તુઓને લગતી શોધ ખોળ કરવા માટે રાખેલાં છે. જ્યાં ઉંદર સસલાં જેવાં નાનાં પ્રાણીઓને પાળી તેમના પર જુદા જુદા ખોરાક અજમાવી તેની અસરો તપાસી નોંધી લઇ તે ઉપરથી માણસને શીખવે છે. તે દેશમાં કેટલાક ગરીબ કે ઉદ્યોગી લોકો રાંધવાની અને બીજી રીતે ખોરાક તૈયાર કરવાની મહેનત બચાવવા માટે બજારમાંથી તૈયાર પકાવેલો ખોરાક લઇને ખાય છે, પણ તે ખોરાક પુષ્ટીકારક છે કે નહિં તે સમજતા નથી, અને બનાવનારાઓ તો જેટલું સસ્તું થાય એટલું ટરી કમાણી કરવા માંગે એ નિર્વિવાદ છે. માટે સરકાર વચે પડે

અને ખોરાકમાં ભેળસેળ થતી અટકાવવા, તેમજ ખોરાકની ચીજોમાંનાં પુષ્ટીકારક યા ફાયદાકારક તત્વો વ્યર્થ જતાં અટકાવવાની કાળજી રાખે છે. દાખલા તરીકે ચોખા ઉપર જીવનારાં માણસ જો પાલીસ કીધેલા ચોખા ખાય છે તો તેમનું લોહી પાતળું થઈ તેમને 'બેરી બેરી' નામનું દરદ લાગુ પડે છે.. ઘઉંના આટામાંથી ભુસું અને બીજા ભાગો ચાળી કાઢી સાવ ઉજળા મેંદાની ઉજળી સ્વચ્છ દેખાતી રોટલી પ્રજાને ખવાડી રોટલીવાળાઓ તેમને મોટું નુકશાન કરી શકે છે. ઘઉંના જે તત્વથી હાડકાં બંધાય છે તે જો બાળકોને નથી મળતું તો તેઓ નબળાં રહે છે, મોટી ઉંમરના મહેનતુ માણસને નથી મળતું તો તેઓના પેટમાં કચરો બંધાય છે, આંતરડાં બરાબર કામ કરતાં નથી, ને હોજરી મંદ પડે છે. વગેરે.

હવડાં થોડુંકપર અમેરિકામાં ખાંડ એક હાથ કરવાની બાજી કેટલાક મોટા વેપારીઓએ માંડી હતી, તે ઉપરથી માણસ દીઠ કેટલી સાકરનો ઉપયોગ થાય છે તેના હીસાબ કાઢવામાં આવ્યા તો માલમ પડયું કે તનદુરસ્તીને માટે જોઇએ તે કરતાં પાંચગણી વધારે સાકર અમેરિકનો ખાય છે. એ વાત જાણવામાં આવ્યાથી લોકે ઠરાવ કીધો કે સાકર ઓછી ખાવી, અને તેમ કરી તેઓએ પેલા લોભિયા વેપારીઓને શિક્ષા કીધી. વેચાણ ઓછાં થયાં એટલે તેઓ કમાયા નહિં અને લોકની તનદુરસ્તી વધી.

ડોંગા માણસોની અમેરીકન લોકો સદા મશ્કરી જ કરે છે. તેઓ માને છે કે ડોંગા થયાં તે ખાધરાં હોવાથી જ. જો શરીરને જોઇએ તેટલો જ ખોરાક લીધો હોય તો ચરબી ચઢે જ નહિં. માટે ડોંગાની હાંસી થાય છે અને તેથી લોક ચરબી ઓછી કરવાની કાળજી રાખે છે. ત્યાં એમ મનાય છે કે ચાળીસ વર્ષની ઉંમર પછી ડોંગા થવામાં જીંદગીને જોખમ છે. "Fat after forty is fatal." એમનો આગલો એક પ્રેસીડન્ટ મી. ટેફ્ટ એ ઓદ્દા ઉપર આવવા અગાઉ ઘણો ડોંગો હતો, પણ તેને લાગ્યું કે ભારે શરીરને લીધે તેનાથી જેટલું કરવું જોઇએ એટલું કામ

થતું નહિં હતું, તેથી તેણે શરીરનો "ભાર ઉતારવાનો" ઠરાવ કીધો અને ઘણાએક પાઉન્ડ વજન ઘટાડયું ત્યારે જ સંતોષ પામ્યો.

ત્યાં બઇરાં નબળાં હોવામાં માન સમજતાં નથી અને પોતાની નબળાઈની વાતો બીજાને કહેવામાં મજાહ લેતાં નથી, પણ "મને આટલું કૈવત છે, હું આટલું કામ કરી શકું છું, હું આટલું ચાલું છું," એમ બડાઈ મારે છે, અને માતાઓ એવી હોવાથી તેમનાં બચ્ચાં પણ સારાં હોય છે. બચ્ચાંને તનદુરસ્ત ને રૂષ્ટપુષ્ટ રાખવામાં તેઓ માન સમજે છે અને બાળઉછેરની કળા શીખવા તેઓ તેના વર્ગોમાં જાય છે, અને ત્યાં બાળકના ખોરાક તથા માવજત માટેનું જ્ઞાન મેળવી આવે છે. વળી તેઓ નાની વયે માતા થતી નથી, તેમજ ઘણાં બચ્ચાં જણી દેહનું નુકશાન થવા દેતી નથી. વળી સરકાર તરફથી તેમજ લોકો તરફથી ગરીબ માતાઓને ઘણી મદદ મળે છે. દુધ વગેરે ખોરાક માટે સરકાર તરફથી બંદોબસ્ત થાય છે, અને નિશાળોમાં છોકરાંની હાલત જોઈ તે પ્રમાણે તેમને ખોરાક અપાય છે. તેમજ બીજી ગમ ત્યાં સ્વાર્થી લોક થોડાં નથી; તો પણ સાધારણ રીતે પ્રજાહિત ધ્યાનમાં લઇને લોક વર્તે છે, અને સરકાર અમલ કરે છે તેથી સહુ પ્રજાનું ભલું કરતા જઈને પોતાનું પણ ભલું કરે છે. આપણે બીજાંના ભલા માટે કાળજી રાખતા નથી તેથી પીડાઈએ છીએ. પાડોસીઓ કે મહોલ્લાના બીજા વસનારાઓની ગફલતાઈ આપણને નડે છે, તેમનામાં ફાટેલા રોગોથી આપણે માંદાં પડીયે છિયે, તોપણ આપણા દેશમાં જનહિત માટે મહેનત કરનારાં સ્ત્રી પુરૂષ થોડાં જ છે. વળી જાહેર હિંમત થોડી છે. જાહેર કામોમાં ભાગ લઈ જોઇતા કાયદા કરાવી લેતાં હજી લોકને આવડતું નથી. એવું હોવાથી સામટી રીતે જોતાં આપણે દેહથી દુઃખી, નબળાં, રડતાં, અશક્ત છિયે, જ્યારે ત્યાંના લોક તનદુરસ્ત, જોરાવર, કામમાં ઝડપી, અને મનથી પણ તેજ થતા જાય છે. આજે દુનિયામાં એક જાદુગર જેવો ગણાતો હુશિયાર માણસ જે છે તે અમેરિકાનો પ્રસિદ્ધ એડીસન (Edison) છે, કે જેની હુશિયારીના પરિણામે આપણે

વિજળીના દીવા, ટેલીફોન, ગ્રામોફોન વગેરે વાપરિયે છિયે. એ માણસ હવે ઘરડા થયો છે—એંસી વર્ષનો થવા આવ્યો છે—પણ એના કારખાનામાં એના જેટલી મહેનત કોઈ બીજો નથી. "જુવાનીમાં મહેનત ઘણી કીધી, હવે સુખે બેસી મોજ કરો" એ કહેણી તેને માન્ય નથી. મોજને તે પાપ સમાન ધિક્કારે છે, અને કામને તે મોટા આશીર્વાદ—પુણ્ય સમાન ગણે છે. "ફીકરચિંતાથી માણસ મરે છે ખરાં, પણ ખુશાલ દિલે ફત્તેહની આશા રાખી મહેનત કરવાથી માણસ કદી મરતાં નથી," એ તેનું કહેવું છે. તે પોતાનાં કારખાનાંમાં એટલી મહેનત કરે છે કે તેના હાથ હેઠળના માણસ અજબ થઇ પૂછે છે કે એ માણસને આટલું કૌવત ક્યાંથી આવે છે? એ થાકતો કેમ નથી? એણે કંઇ ભેદ છુપો રાખ્યો હશે કે જેની મદદથી એ એટલા મજબૂત શરીરનો બન્યો છે? પણ એના મિત્રો એને પુછે છે ત્યારે એ કહે છે કે, "હું તો કંઇ એવું જાણતો નથી કે જેથી મારૂં શરીર ખાસ મજબુત થતું હોય. હું તો સદા મારૂં કામ કર્યે જાઉં છું. પણ હું એટલું જાણું છું કે મહેનત વગર શરીર નબળાં પડે છે, અને જરૂરીઆત કરતાં વધુ ખોરાક—શોખને ખાતર સારી સારી વાનીઓ—ખાધાંથી ઘણા લોકને વ્યાધી થાય છે, અને જુવાનીમાં મરે છે." કોઇવાર મિત્રમંડળમાં તે જમવા બેઠો હોય ત્યારે તેઓ તેનું ખાવાનું જોઇ અજબ થાય છે, કેમ જે, સારાં મીઠાં પકવાનો છોડી એકાદ પટેટો કે થોડા રોટલી સાથ મરઘીનો રસ એવું હલકું ખાતો જ તે દેખાય છે. "મને કોઇ દિવસ મંદવાડ આવ્યો નથી, હું બિછાને પડયો નથી, કેમ જે હું ખાવા પીવાનો શોખ રાખતો નથી, જરૂર જેટલું જ ખાઉં છું, શોખથી વધુ પડતું ખાતો નથી," એમ તે કહે છે. ખોરાકનો શોખ તે દારૂ કે અફીણના શોખ જેવો જ નુકશાનકારક ગણે છે. સારાં સારાં પકવાનો જોયાં કે માણસનું મન કબજે રહેતું નથી ને તેનાથી જરૂર કરતાં વધારે ખવાય છે, છેવટે વધારાનો ખોરાક ન પચતાં તેમાંથી ઝેરો પેદા થાય અને તેમાંથી જ બધી જાતના રોગો નિપજે છે.

ત્રણ ઘોડાના બળનાં એન્જીન જેટલું કામ કરશે એવા પ-

ચાસ ઘોડાના બળનાં યંત્રને જોઈએ તેટલો "કોલસો" પેટમાં નાખશે તો પછી કાં નહિં લોક માંદાં પડે ? એમ તે કહે છે. એના ઘરમાં ખોરાક સાદોજ રંધાય છે. માંસ ઉપર પણ એ ઘણો આધાર રાખતો નથી. રોટલી, તરકારી, ફ્રુટ એ એનો રોજનો ખોરાક છે. અને કોઈવાર કામમાં પડે તો ખાવાનું પણ ભૂલી જાય છે, અને મીસીસ એડીસનને ખાવાનું સંભારી આપવું પડે છે. એને જો કે એના માનમાં થયલી ખાણાની મીજલસમાં જવું પડે છે અને વધતું મિષ્ટાન્ન ખાવામાં આવે છે તો એ બીજે દહાડે અપવાસ કરી નાખે છે કે જેથી ખાધેલું જે હોય તે હજમ થઇ જાય.

આ ઉપરથી વાંચનારી બેનો જોશે કે ખોરાક સંબંધી જ્ઞાન સંપાદન કરવાથી માણસ પોતાની તનદુરસ્તી સાચવી શકે છે, બળ વધારી શકે છે, જીંદગી પણ લંબાવી શકે છે; અને તે કેળવણી મુખ્ય ભાગે સ્ત્રીઓએ લેવાની જરૂર છે કે જેમના હાથમાં ઘરની વ્યવસ્થા હોય છે. સ્ત્રીઓને આપણે સાધારણ રીતે પાકશાસ્ત્ર શીખવવાનું જરૂરનું માનીયે છિયે, પણ તે એટલુંજ કે સારાં સારાં પકવાનો બનાવી શકે, જીભના સ્વાદને માટે જુદી જુદી વાનીઓ રાંધી પીરસી શકે. આપણે હજી તેમને એવી કેળવણી નથી આપતાં કે જેથી તેઓ દરેક જાતના ખોરાકના ગુણદોષ સમજી શકે, કયો ખોરાક વધતા પ્રમાણમાં કે કયો ઓછા પ્રમાણમાં વાપરવો અને ક્યા સાથે કયો મેળવવો નહિં, તે આપણે તેમને શીખવતાં નથી. પરિણામમાં છોકરાંને જેવો ખોરાક મળવો જોઇએ તેવો ન મળવાથી તે નબળાં થાય છે. તેમજ સ્ત્રીઓ પોતે પણ જે ખાવો જોઈએ તે ખોરાક ન ખાતાં પોતાના ખોટા વિચારો પ્રમાણે ખોરાક ખાઇ દેહ બગાડે છે, માટે આપણા દેશમાં ખોરાકની વસ્તુઓનું પૃથકરણ કરી તે વિષેનું જ્ઞાન બેનલોકને આપવાની ઘણી જરૂર છે. ખોરાક ઘણો સ્વાદિષ્ટ, ગળ્યો કે તીખો તમતમતો કે ઘી તેલથી ગળગળતો બનાવી સ્ત્રીઓ ઘરનાં માણસને ઘણું નુકશાન કરી શકે છે. જો કે તેમની મતલબ સારી રસોઇ કરી વ્હાલાં કુટુંબીઓને

સારી રીતે જમાડી તૃપ્ત કરવાની હોય છે. પણ સ્વાદિષ્ટ પકવાન્ બે કોળિયા વધુજ ખવાય છે; તેથી, તેમ જ ગળ્યાં કે તીખાં કે, ધીમાળાં તત્વોથી, પાચનશક્તિ બગડે ને તે કારણે વ્યાધી-રોગ ઉત્પન્ન થાય છે તે તેમને ખબર નથી. જો સ્ત્રીઓને રસોઇને લગતું રસાયણશાસ્ત્ર આવડતું હોય તો તેઓ ઘરનાં માણસને વધારે સારી તનદુરસ્તીમાં રાખી શકે.

આજે ઘણા રોગો ને વ્યાધિઓનું મૂળ કારણ "જોઇએ તે કરતાં વધુ ખોરાક" એજ ગણાય છે, અને જ્યાં પૈસાની છૂટ વધારે હોય ત્યાં સ્ત્રીઓ કે રસોઇઆઓ એકથી એક સરસ પકવાનો બનાવી ખવાડવાની હરીફાઈ કરે છે. મનુષ્યસ્વભાવ એવો છે કે સારી વાની હોંસથી વધારે ખવાય છે. વધતું થતું હોય એમ પણ ખાનારને લાગતું નથી. વળી છોકરાં નબળાં કે ફીક્કાં દેખાયાં તો માતાઓ પહેલાં તેમનો ખોરાક વધારવાની જરૂર સમજે છે, અને કેટલીક તો છોકરાં ન ખાય તો માર કે જુલમથી પણ ખવાડે છે, પણ ચોખી હવા કે કસરત વધારવાની જરૂર સમજતી નથી, અથવા તેમના પેટનો કચરો દરરોજ બરાબર સાફ થાય છે કે નહિં તે માંટે કાળજી રાખતી નથી. માટે સ્ત્રીઓને માતા થવા અગાઉ તનદુરસ્તીના નિયમો, ખોરાકની પરીક્ષા અને તેના જુદા જુદા તત્વોનું જ્ઞાન એ શીખવવાંની પહેલી જરૂર છે.

નિશાળોમાં હાલ કેટલેક ઠેકાણે એવું જ્ઞાન અપાય છે, પણ મોટી ઉમરનાં સ્ત્રી પુરૂષો એવું જ્ઞાન મેળવવા માટે કેટલાંક ઈંગ્રેજી અને અમેરીકન ચોપાનિયાં નિકળે છે તે વાંચી શકે. આ માસિકમાં આગલાં થોડાંક વર્ષોપર એવું જ્ઞાન આપવાંની અમે કોશીશ કીધી છે તે અમારી વાંચનારી બેનો કબુલ કરશે અને જેમની પાસે આગલી ફાઈલો હશે તેઓ વાંચી વંચાવી તે જ્ઞાન તાજું કરી શકશે. ( જુઓ "સ્ત્રીબોધ" ૧૯૧૬-૧૭-૧૮ની ફાઇલો: )

## ઘરને શોભીતું કેમ બનાવશો ?

[ લખનાર—બેન " નાશાકરી પીલાં. " ]

સ્ત્રીનું ભૂષણ માત્ર સ્ત્રીજ નથી, પણ તેની ખરી ખુબસુરતી છે. ઝાડોની શોભા જેમ તેનાં પાંદડાં છે; શરીરની શોભા સુંદર ઘટમદાર નાક છે, અને હાથની શોભા જેમ તેના સુંદર અક્ષર છે, તેમ ઘરની શોભા સ્ત્રી છે. સ્ત્રી એક ઘરની રાણી જેવી છે; તો તેને પોતાની તે પદ્વી મુજબ ઘરને સારી રીતે શણગારવાનું કામ સારી રીતે આવડવું જોઇએ. તમારા મગજમાં એવા ખ્યાલ રમતા હોવા જોઇએ કે જે બહાર પડયે તમને આનંદ આપતા હોય! તમારાં ભેજાંમાંથી એવા ખ્યાલ પ્રગટ થવા જોઇએ કે જેના પ્રતાપે તમો તમારૂં ઘર સુંદર રીતે શણગારી શકો!

અસલ ઇરાનમાં મહોમેદન પ્રજામાં સ્ત્રીઓને બહાર નીકળવાનો કાયદો નહોતો. આથી તેઓ પોતાના મનમાં એ ખ્યાલ બાંધીજ મૂકતી કે તેઓ મરતાં સુધી આ રૂમમાંથી બહાર નીકળવાનાં નથી! આથી ઇરાનની સ્ત્રીઓ જેમ બને તેમ પોતાના ઓરડાઓ શણગારવામાં બાકી રાખતી નહોતી! તેઓ પોતાના ઓરડાઓ કેવી રીતે શણગારતાં હતાં તે માટે એક ઇંગ્લીશ લેખક જણાવે છે કે—

"On the floors are rich carpets and piles of cushions; and against the walls are long, low seats, called divans. There are pictures on the walls, and flowers—in tall vases, and big jars from which comes a sweet smell that scents the whole room."

પૈસાદાર લોકો પોતાની સ્થિતિ ને શોખ પ્રમાણે અને આવડત પ્રમાણે પોતાનું ઘર શોભીતું કરવાના ઇલાજ લે છે. કેટલાક

વાર સારી સ્થિતિના લોકો કરતાં સાધારણ કે ગરીબ હાલતના લોકો પોતાનાં ઘર વધારે શોભીતાં રાખે છે. કેમકે તેઓ શોભીતાં ઘર કેમ બનાવવાં તે સારૂં જાણે છે, ને શોભાની બાબતમાં સારો શોખ ધરાવે છે. ઘણા ને કીમતી સામાન વડે જ ઘર દીપી નીકળે એવું નથી, પણ સામાન યોગ્ય રીતે ખરીદી તેને તેની 'પોઝીશન'માં ગોઠવવું એ રીતથી ઘર વધારે પ્રકાશી નીકળે છે. એક વેળા એક યૂરોપીયન હિંદમાં આવ્યો; જ્યાં એક રાજાએ પુષ્કળ કિંમતી ઝુમ્મરો સળગાવ્યાં હતાં. એ જોઈ તે યૂરોપીયન બોલ્યો–"ભાઈ, આ શું છે ?" એકે જવાબ આપ્યો, "એ રાજાનો મહેલ છે !" યૂરોપીયન બોલ્યો, "મેં તો જાણ્યું કે ઝુમ્મર વેચનારની દુકાન છે !"

જેઓ લંડન ગયાં હશે યા જેણે ત્યાંની તવારીખ વાંચી હશે, તેમને માલમ પડયું હશે કે લંડનના એકેકા પરગણા કેવાં સાફ ને શોભીતાં રહે છે ! શું ગરીબ કે તવંગર બન્ને વર્ગના લોકો પોતાના ઘરને એકજ રીતથી ગોઠવે છે. આપણે હાલ જો હિંદમાં ફરીયે તો ઘણાં ઘર એવાં માલમ પડશે કે જ્યાં ઘરના આગલા ભાગ ઉપર જ ગોદડાં ને ગંદવાડ પડેલાં હોય છે; જેમાં ખાસ કરી હિંદુ બ્હેનોને ત્યાં અતિશય ગંદવાડ જોવામાં આવે છે. જેઓ સુંદર બાંધણીનાં ઘરોને જરા વારમાં બેડોળ બનાવી મુકે છે. લંડનના ગરિબમાં ગરિબ લોકો પણ એક ખાસ અલાયદો રૂમ 'દીવાનખાના' તરીકે રાખે છે; જ્યાં બિછાનાં કે એવો ગંદવાડ થવા દેતાં નથી ' પણ 'ડ્રોઇંગ રૂમ' અલગજ રાખે છે.

ગામડાના લોકો પોતાનાં ઝુંપડાં લીંપીગુંપીને એવાં સ્વચ્છ રાખે છે, ને એવી નજીવી ચીજથી પોતાનું ઘર સુન્દર રીતે શણગારે છે કે તે આપણને શહેરનાં મોટાં મકાન કરતાં બી વધારે આનંદ આપે છે. પણ ત્યારે તમોબી કેમ તમારાં ઘર ન શણગારી શકો ? જો ઘર શોભીતું બનાવવું હોય તો લ્યો તેની થોડીક વિગત:—

**ઘરની વ્યવસ્થા ને સ્વચ્છતા.**

ઘરનો સૌથી સુંદર શણગાર તેની ગોઠવણ ને સ્વચ્છતા છે. ઘરમાં માત્ર જરૂર પુરતીજ ચીજો હોય, પણ પ્રત્યેક વસ્તુ પૂર્ણ

રીતે સ્વચ્છ હોય તો તે ઘર ઉંચી જાતના સામાનથી ભરેલા પણ ગોઠવણ વગરના ને ગંદા ઘર કરતાં હજાર દરજ્જે બહેતર જાણવાં. કીમતી સામાનને ડાઘા લાગેલા હોય, તે ઉપર બાળકોએ ચાકુથી લીસોટા પાડયા હોય, યા નકશી પર ધૂળ બાઝી હોય તો તે સામાનને બેડોળ બનાવી દે છે, માટે ફરનીચરોને અરીઠાના કે સાબુના પાણીથી થોડે થોડે વખતે ધોવાં, જેથી નકસીમાં ધૂળ ભરાઈ રહેશે નહિ.

ઉપયોગ પહેલાં. પછી શોભા.

શોભામાં પણ સૌંદર્ય કરતાં ઉપયોગ પ્રથમ જોવાનો છે. માટે શોભાને અર્થે ઘરનું ઉપયોગીપણું કદિભી કમી કરવું નહિ. આપણને ઉપયોગમાં ન આવી શક્તી સુંદર ચીજો હોય તે તરફ આપણે લક્ષ આપવું નહિ જોઈએ; પણ આપણા ઘરને દીપે ને યોગ્ય લાગે, તેમજ આંખને આનંદ મળે એવી રીતની ચીજો હોવી જોઈએ; કારણ આંખની અસર મન ઉપર થાય છે, એટલે મન ને તન બન્નેને સારા દેખાવથી સુખ મળે છે. બેડોળ ચીજના કરતાં ખુબીદાર ચીજોનું ખરચ ઘણીવાર ભારે પડતું નથી, ને ઘણીવાર આપણે આપણી આવડતથી ને ચાલુ ઉત્સાહથી બેડોળ વસ્તુને વગર ખર્ચે કે ઘણી મહેનત વિના ખુબીદાર કરી શકીએ છીએ.

બારી બારણાં.

બારી બારણાં એ ઘરની આંખો છે. જેમ તેજવન્સા ને સાફ આંખો વડે શરીરનું આરોગ્ય દીસી આવે છે, તેમ શોભીતાં, સ્વચ્છ ને આકર્ષક બારી બારણાં વડે સંભાળથી સારા રાખેલા ઘરની ખાતરી થાય છે. પાટીઆનાં કમાડ કે કાચનાં બારણાં મેલાં હોય, કઠેરા ધૂળથી છવાયલા હોય, ને રંગ રોગાન ઉખડી ગયલા હોય તો ઘરનો દેખાવ બહારથી કેવો લાગે? બારીઓએ કે ગેલરી ઉપર ગંદાં કપડાં કે ગોદડાં લટકતાં હોય તો તે કેવું કમકમાટ ઉપજાવવા જોગ લાગે? પણ એથી ઉલટું જો દરેક ઠેકાણેની બારીઓને પડદા ટાંગ્યા હોય, તો તેજ ઘર કેવું દીપી નીકળે? આ શોભામાં વધારનારી બીજી શોભા ફુલ ઝાડનાં દેખાવદાં કુંડાં કે

છોડવા છે. કારણ અગાસી ઉપર યા બહાર કમ્પાઉન્ડમાં સુ-શોભીત ઝાડનાં પીકચરો ટાંગવાથી યા તેનાં કુંડાં મૂકવાથી ઘરની શોભામાં ઓર બી વધારેજ ફાયદો હાંસલ થાય છે.

**ભીંત ને તેના રંગો.**

ભીંતો ધોળાવવાથી ને રંગાવવાથી તેમની આવરદા વધે છે; ને ઘરને શોભીતું પણ બનાવે છે. કળીચુનાના પાણીમાં જુદા જુદા રંગનાં પડીકાં નાખવાથી ખર્ચ ભારે થતો નથી, ને આંખને આનંદ આપે છે. જે કલર ઉડી જાય કે ઘસાઈ જાય તેનો ઉપયોગ કરવાથી વારંવાર રંગાવવાની ને ખર્ચની ભાંજગડ પડે છે. પાકા રંગ કરાવેલા હોય તો તે લાંબી મુદત ટકે છે. ભીંતોના ને સરસામાનના રંગની પસંદગી કરવામાં ચતુરાઇ જોઇએ છીએ. મુખ્ય ત્રણ કલર-લાલ, પીળો ને વાદળી. આ રંગો જેમ બને તેમ આછા મીશ્રરંગ સારા લાગે છે. એક ઓરડામાં ભીંતો, સરસામાન વગેરે ચીજો એકજ રંગની હોય યા સર્વે જુદા જુદા રંગની હોય તો તે ઘરને દિપાવે નહિ. માટે આંખને આનંદદાયક થઈ પડે તેવા રંગો કરાવવા.

**છબીઓને પરચુરણ સરસામાન.**

ડ્રોઇંગ રૂમમાં બિછાનાં રાખવાં નહિ, માત્ર વાતચિત અર્થે ખુરશી અને કોચ કે ગાદી તકીયા રાખવા. તેમજ તેની શોભા અર્થે સારી છબીઓ ટાંગવી એ વધારે સારૂં છે. ડ્રોઇંગ રૂમને શોભાવે એવું નકશી કે રંગબેરંગી ચિત્ર કામ ન હોય તો તેમાં શોભાદાર થોડી ચીજો જરૂર જોઇએ જ ! છબીઓ બનતાં સુધી તદન પ્લેન ને ઉત્તમ જાતની પસંદ કરવી, કે જે જોતાં આપણા વિચારો પણ સુધરી શકે ! હલકી જાતની કે ખરાબ દેખાવની છબીઓની અસર ઘરના માણસની મનોવૃત્તિ ઉપર પણ થાય છે, માટે છબીઓની પસંદગી બહુ વિચાર પૂર્વક જ કરવી જોઇએ. ઘણાં લોકો કેટલાક જાતનો દેખાવડો સામાન ખરીદે છે પણ તેને ખુણે કે વચાળે દાબી રાખે છે; માટે નાલાયક ચીજોને બહાર ફેંકી દઇ, જે સારૂં હોય તેને પકડી યોગ્ય મુજબ ઉપયોગમાં લેવું, એ ઘરની શોભા છે.

---

જેવી જુવાન બેરીઓને વૃદ્ધ સ્રીઓના અનુભવોનો લાભ મળતો અટકયો છે; એટલે આવી સાધારણ બાબતને પણ ચર્ચવાની આવશ્યકતા આજે ઉભી થઇ છે. દરેક અનાજના કણમાંથી પાણીનો ભાગ જતો રહે છે અને સુકાપણું તેમાં આવે છે, ત્યારેજ તેનો સંગ્રહ થઇ શકે છે. શાક ભાજીની સુકવણી કરીને વાપરવાનો રિવાજ આપણામાં જાણીતો છે. ગુવાર, ભીંડાં, કારેલાં, ફુદીનો, મરચાં, કોથમીર વગેરેને સુકવીને આપણે વાપરીએ છીએ. સુકા પદાર્થો ઉપર સૂક્ષ્મ જંતુઓ ઝેરી અસર નીપજાવી શકતાં નથી. જે ખોરાકમાં જળનો ભાગ વધારે હોય છે તે ખોરાક જલદી બગડે છે. રોટલી કરતાં ભાત તથા ખીચડી વહેલાં ઉતરી જાય છે એ શું તમે નથી જાણતાં ? કેટલાક ઝીણા જીવોને ઉષ્ણતામાન અનુકૂળ છે. અને તેથી શિયાળા કે ચોમાસા કરતાં ઉનાળામાં ખાદ્ય પદાર્થો વહેલા બગડી જાય છે; માટે ખોરાકને ગરમીમાં રહેવા દેવો એ સલામતી ભરેલું નથી. ખોરાક કેમ બગડે છે એ બાબતનું રીતસરનું જ્ઞાન ઘણી બ્હેનોને નથી હોતું. હવામાં ભમતા સૂક્ષ્મ જીવો ખોરાકને બગાડે છે અને બગડેલો ખોરાક માણસના શરીરને નુકસાન કરે છે, માટે એ જ્ઞાન મેળવવાની ખાસ જરૂર છે."

"સુકવણી સિવાય ખોરાકને સાચવી રાખવાની બીજી કોઇ રીત છે ?"

"હા, તે પણ કહું છું. પ્રથમ અનાજની વાત પૂરી કરી લઉં, પછી બીજી શરૂ કરૂં. ઝીણા જંતુઓનો નાશ કરનારી રસકપુર, ટંકણખાર વગેરે જેવી કેટલીક દવાઓ છે: પણ તેનો ઉપયોગ કરવામાં બહુ સાવધતા રાખવાની હોવાથી હું એ વાપરવાની ભલામણ નથી કરતી. અનાજને સાચવી રાખવામાં પારો ઉપયોગી છે. વળી તેલ કે એરંડીયાનો પટ લગાડવાથી પણ અનાજ સળતાં નથી. ખોરાકને બગડતો અટકાવવા માટે મીઠું ઉપયોગી છે. આમલીને મીઠામાં ચોળીને રાખવાથી તેમાં જીવ ઉત્પન્ન થતા નથી. મરચાં, લીંબુ, આદું વગેરે કેટલાક પદાર્થો મીઠાની મેળવણીથી કોહી જતા

નથી. ગરમર, કેરાં, કેરી, ગુંદાં, ચીભડાં વગેરે મીઠાના પાણીમાં ડૂબાવી રાખવાથી જેવાં ને તેવાં રહી શકે છે. ઝીણા જંતુઓના નાશની સામે મીઠું જેમ રામબાણ શસ્ત્ર છે, તેમ ખટાશ પણ કોહવાણને અટકાવે છે. ખારેક, આદુ, હળદર, મરચાં વગેરે ખટાશમાં લાંબા વખત સુધી સારી હાલતમાં રહી શકે છે. તેલ અને ખટાશના સહયોગથી અથાણાંને આપણે કેવાં સાચવી શકીએ છીએ? કુદરત આપણને ઘણું શીખવે છે; પણ તે શીખવાની દરકાર આપણે રાખતાં નથી. પશ્ચિમના લોકો એવી બેદરકારી વાપરતા નથી. તેમણે દૂધ જેવા પ્રવાહી પદાર્થને ઘટ્ટ બનાવી સાચવી રાખવાના કાર્યમાં તો કમાલ કરી છે!"

"હા, બ્હેન! એ વાતનું તો મનેય આશ્ચર્ય થાય છે. દૂધના ડબ્બાઓમાં કેમ જીવાત નહિ પડતી હોય?

"કેટલાક ઝીણા જીવોને ગળપણ સાથે વેર હોય છે. દૂધમાંથી પાણીનો ભાગ ઉડાવી દીધા પછી તેમાં સાકરનું મિશ્રણ કરે છે એટલે જંતુઓ તેનાથી દૂર નાસે છે. મીઠાઇવાળાની દુકાને તેલમાં તળેલા પદાર્થો અને ચાસણીમાં મળેલા પદાર્થો વધારે મુદ્દત સુધી જેવા ને તેવા જળવાઈ રહે છે એ ઠેકાણે નથી જોયું? વળી ફ્રુટવાળાની દુકાને જઈને જુઓ તો જે ફળોમાં અને મેવાઓમાં ગળપણનો અંશ વધારે હોય છે તે ફળો અને મેવાઓ સારી હાલતમાં રહેલા જણાઈ આવે છે. વૈદ્ય લોકો આંબળાના અવલેહ તથા ગુલકંદ વગેરે બનાવી સાચવી શકે છે, તે પણ સાકરના જંતુઘ્ન ગુણને લીધેજ. આમ સૂક્ષ્મ જીવોથી અનાજ-ખોરાક બચાવવાની રીત છેક સાદી છતાં બહુ રમુજી છે; પણ તે તરફ ઘણી થોડી બ્હેનો લક્ષ આપે છે. જો તમે તમારાં અનાજને યોગ્ય રીતે ભર્યા હોત તો આજે તે સડી ગયાં હોત નહિ. હવેથી આ વાત ખાસ ધ્યાનમાં રાખજો."

"સુશીલા બ્હેન! આજે તમે બહુ મજાની વાત કરી. આ વાત હું કદી નહિ ભુલું." થોડીવાર પછી કમળા પોતાને ઘેર ગઈ અને સુશીલાએ પાછું પુત્રીને સંગિતશિક્ષણ આપવા માંડ્યું.

# અંગ્રેજ લોકોની ગૃહવ્યવસ્થા.

( મરાઠી ઉપરથી અનુવાદ. )

આપણે સૌ ઘણાં વર્ષોથી અંગ્રેજ લોકોના સહવાસમાં આવ્યા છીએ તો પણ તેમનાં ઘરોમાં સાધારણ રીતે કામકાજ કેમ ચાલતું હશે તેનો ખ્યાલ આપણને બિલકુલ નથી. આપણા મનમાં તો એમજ ભરાઈ ગયું લાગે છે કે મડમ તો ઘરમાં બેસીજ રહેતી હશે, અને કાંઈજ કામ હાથે કરતી નાહ હોય. જો કોઈ બૈરીને ઘરકામ ના આવડતું હોય, અને તે ભપકો મારી બેસી રહેતી હોય, તો આપણામાં એમ કહેવાય છે કે એ તો મડમ થઈ ગઈ. પણ આ ખ્યાલ ખોટો છે. કદાચ અહિં આવેલા થોડા અમલદાર વર્ગના સાહેબોના ઘર ઉપરથી આ ખ્યાલ પડ્યો હશે. પણ ખરી રીતે તો મડમો બહુ ઉદ્યોગી હોય છે, અને તેમના ઘરના કારભારમાંથી આપણે ઘણું શીખવાનું છે. એમના ગૃહકાર્યનો ખરો ખ્યાલ મરાઠીમાં મીં. શ્રીપાદ લક્ષ્મણ આજરેકરે આપેલો છે, તે ઘણો સરસ હોવાથી અહિં તેનું ભાષાંતર આપ્યું છે.

ઇંગ્લંડમાં શહેરો અને ઘરો કેવાં દેખાય છે તેનો ખ્યાલ મુંબઈના કોટના રસ્તાઓ ઉપરથી આવે તેમ છે. મોટા રસ્તા, રસ્તાની બે તરફ પગરસ્તો, ઘરો મોટાં અને ઉંચાં, પાસે પાસે છતાં હવાદાર રસ્તા સાફ અને ચોખ્ખા. ત્યાં રસ્તા ઉપર ઘરનો કચરો નાંખી શકાતો નથી. દરેક ઘરનો કચરો એક વાસણમાં ભરીને બારણા આગળ રાખી મુકવામાં આવે છે. તે નિયમિત વખતે કચરાપટ્ટીના ગાડાવાળા આવીને ભરી જાય છે. શહેરની ચોખ્ખાઈ ત્યાં ઘણી હોય છે.

દરેક ઘરની અંદર ઓરડા પણ વધારે હોય છે. સાધારણ રીતે દરેક માણસને સુવા માટે જુદો ખંડ હોય છે. ઘર મોટાં હોય છે ખરાં, પણ તેમાં માણસો બહુ નથી વસતાં. બેસનાવાર મોટી ખડકી હોય છે. તેની જમીન ઉપર ઘણું ખરૂં લાકડાં જડેલાં હોય છે, અને તેના ઉપર શેતરંજી કે ગાલીચો પાથરેલો હોય છે. વળી ત્યાં ખુરશી ટેબલ પડદા વગેરે ગોઠવેલા હોય છે. છબીઓ વગેરે મુકી આ ખંડ શણગારેલો હોય છે. આ તેમનું

દીવાનખાનું. તેમાં તેઓ ગમે તેમ લુગડાં ખીંટીપર લટકાવતા નથી. વળી તેમને ફુલઝાડનો બહુ શોખ હોય છે, અને દીવાનખાનામાં ફુલદાન, કુંડાં વગેરે ગોઠવી, બધું બહુજ સુંદર બનાવે છે.

અંગ્રેજ લોકોમાં એકત્ર કુટુંબનો રીવાજ નહિ હોવાથી તેમનું કુટુંબ બહુ નાનું હોય છે. સાધારણરીતે ધણી ધણીયાણી અને બાળકો એટલાંજ એક કુટુંબમાં હોય છે. સામાન્ય સ્થિતિવાળા કુટુંબના ઘરમાં દીવાનખાના-ઉપરાંત, દરેક પુખ્ત પુરૂષને એક એક ઓરડો હોય છે તથા બાળકો માટે એક બાળગૃહ ( નર્સરી ), એક રસોડું તથા જમવાનો ખંડ, એક કોઠાર, તથા એક મહેમાનો માટેનો ખંડ હોય છે. અહિંના સાહેબ લોકોને ત્યાં બહુ ચાકરો હોય છે તે ઉપરથી એમ ના ધારવું કે ઇંગ્લંડમાં પણ તેમજ હશે. ઘણા ખરા કુટુંબમાં તો ફક્ત એક "સર્વ કામ કરનાર ચાકર"થી ચલાવી લેવામાં આવે છે. ને ઘણું ખરૂં એક કુંવારી સ્ત્રી હોય છે તે ઘર-માંજ રહે છે ને ખાય છે. પણ તેને પણ એક જુદી ઓરડી આપવામાં આવે છે. મહેમાનો માટે ખંડ હોય છે એમ ઉપર જણાવ્યું તેથી કોઇને અચંબો લાગશે. સામાન્યરીતે એમ કહેવાય છે કે અંગ્રેજોમાં મહેમાનગીરીનો રીવાજ નથી. ત્યાં તો હોટલો હોય છે ત્યાંજ પરગામીયો ઉતરે. પણ ખરી વાત એ છે કે અજાણ્યાઓ અથવા જરાજરા ઓળખાણવાળા એક બીજાને ત્યાં મહેમાન થતા નથી એ વાત ખરી, પણ પોતાની મિત્રમંડળીને વારંવાર નોતરવાનો ત્યાં રીવાજ છે. અને આ મહેમાનોને માટે જુદા ખંડ રાખવામાં આવે છે.

નાનાં બાળકો માટે બાળગૃહ ( નર્સરી ) એટલે શું તેની આપણામાંનાં ઘણાને સમજણ પડશે નહિ. ઇંગ્લંડમાં બાળકોને છેક નાનપણથીજ ખાસ જુદી રીતભાત શીખવવામાં આવે છે. તેઓ આખો દહાડો માની, પાછળ ભટકીને માના કામમાં અડચણ કરતાં નથી. તેમને માટે બેસવા રમવા તથા વાંચવા સુવાનો ખાસ જુદોજ ઓરડો રાખેલો હોય છે. ત્યાં તેમનાં માબાપ વારંવાર થોડા થોડા સમયે આવે જાય છે. તેમનાં રમકડાં તથા પુસ્તકો પણ આ ખંડમાંજ હોય છે. રાત્રે આઠ વાગતે દરેક નાના બાળકને આ ઓરડામાં મોકલી દેવામાં આવે છે. તેમને તે વખતે ઉંઘ ના આવે તો થોડું વાંચીને કે રમીને ઉંઘી જાય. પણ મોટાઓ બેઠા હોય ત્યાં તો જાયજ નહિ. મોટાઓ તો છેક મોડાં ઉંઘે. પણ નાનાં છોકરાંઓને આ પ્રમાણે તેમના બાળગૃહમાં વહેલાં મોકલી દેવામાં આવે છે.

અંગ્રેજ લોકોની સુવ્યવસ્થા અને ટાપટીપનો અનુભવ તો આપણને અહિં પણ થાય છે. આ સુવ્યવસ્થા એમના ઘરની નાનામાં નાની બાબતમાં પણ જોવામાં આવે છે. ઘરનાં સર્વ કામ વ્યવસ્થા પૂર્વક અને નિયમિતપણે કરવામાં આવે છે. સ્ત્રીઓ સવારે છ થી સાત વાગ્યા સુધીમાં ઉઠે છે. તેઓ રાત્રે મોડા સુતારાં હોવાથી સહવારે અતિશય વહેલાં ઉઠી શકતાં નથી. સવારે ઉઠીને ઘર સાફ કરે છે. ફક્ત ઝાડુ મારવાથીજ એમનું ઘર સાફ થતું નથી. પણ તેઓ ખુરશી ટેબલ વગેરે દરેક ચીજ કપડાથી લુછીને બહુ સાફ રાખે છે. આપણાં ઘરોમાં જાળાં, બાઉઆ દેખાય છે તેવાં અંગ્રેજોનાં ઘરોમાં જોવામાં નથી આવતાં. પછી સવારના નાસ્તાની તૈયારી કરે છે. સુવાના ખંડનો ઉપયોગ દિવસે થતો નથી. તેથી સવારના તે સાફ કરી પથારીઓને હવા ખવડાવવામાં આવે છે. ચાદર ગલેફ પણ બહુજ ચોખ્ખાં હોય છે.

ઈંગ્લંડમાં દિવસમાં ચાર વાર ભોજન થાય છે. એક સવારે આઠથી નવ સુધીમાં નાસ્તો ( બ્રેક ફાસ્ટ ), બપોરે એક બે વાગે જમણ ( ડીનર ), પાંચેક વાગે ચહા (ટી) અને રાત્રે આઠ નવ વાગે વાળુ (સપર). કોઈક ઠેકાણે આઠ વાગે જમણ થાય છે, તો બે વાગે છોટા હાજરી ( લંચ ) કરવામાં આવે છે. આ સર્વમાં " જમણ " તે તેમનું મુખ્ય ખાણું છે. બાકીનામાં આછી આછી વાનીયો હોય છે. પાંચ વાગે ચહા પણ તેઓ કદી એકલી પીતા નથી. તેની સાથે પુષ્કળ ખાવાનું હોય છે. આ ભોજનોના સમયને અનુસરીને નિશાળ તથા ઑફીસનો વખત રાખેલો હોય છે. સવારના નવેક વાગ્યાથી તે સાંજના સાતેક સુધીમાં આ વખત હોય છે અને વચમાં "જમણ" માટે બે વાગતાં કલાકની છુટી હોય છે. ભૂખે પેટે તેઓ કાંઈ કામ કરતા નથી.

સવારનો નાસ્તો કર્યા પછી પુરૂષો ધંધો કરવા જાય છે, છોકરાં નિશાળે જાય છે, અને સ્ત્રી વર્ગ ઘરકામ તથા બપોરના જમણની તૈયારી કરવામાં રોકાય છે. અહિંના માફક ત્યાં પુરૂષો તથા સ્ત્રીઓ જુદા જુદા જમવા બેસતાં નથી. રસોઈ તૈયાર થયા પછી બધાં સાથેજ ભોજન કરે છે, તેઓ ટેબલ ઉપર જમે છે. ટેબલ ઉપર એક સફેદ ચાદર પાથરીને તે ઉપર રકાબીઓ ગોઠવી દે છે. રસોઈ કરેલી બધી ટેબલ ઉપર વચમાં ગોઠવી દે છે અને તેમાંથી જેને જોઇએ તેટલું લે છે, અથવા તો ઘરનું મુખ્ય માણસ બધાને તેમાંથી જોઇએ તેટલું આપે છે. દરેક વાની માટે જુદી તાસક અને જુદા છરી કાંટા ચમચા હોય છે. બધી વાનગીઓ એક સામટી પીરસવામાં આવતી નથી, પણ એક પછી એક પીરસાય છે. દર વખતે ખાધેલી તાસકો વગેરે બધું

બાજુ ઉપર ખસેડી નાખવામાં આવે છે. તેમનું આ કામે બહુ મોટું થઈ જાય છે. ચાદર ઉપર ગંદવાડ પાડવામાં આવતો નથી, અને દર અઠવાડીયે તે બદલવામાં આવે છે. જમતી વખતે બધાં સુમસામ બેસી રહેતાં નથી, પણ હસીને વાતો કરતાં કરતાં આનંદથી જમે છે. વર્તમાનપત્રોમાંના વાતો, બહારની વાતો, તથા એકમેકની મશ્કરી તે વખતે ચાલે છે. આ સર્વમાં સ્ત્રીઓ તથા પુરૂષો સરખો ભાગ લે છે. સ્ત્રીઓનું કામ તો ફક્ત રસોઈજ કરવાનું છે, અને બાકીની વાતોમાં તે કાંઈ સમજે નહિ, એવું ત્યાં માનવામાં નથી આવતું. ત્યાં લગ્ન થયા પૂર્વે કન્યાઓને સારી કેળવણી મળેલી હોય છે, અને પુરૂષો તેમનો દરજ્જો ઉતરતો ગણતા નથી. એટલે દરેક વાતમાં તે ભાગ લે છે, અને સમજે છે. આ કારણોને લીધે અંગ્રેજી કુટુંબમાં સ્ત્રી પુરૂષ વચ્ચે ગાઢ પ્રેમ દેખાય છે, તથા બન્ને વચ્ચેના વ્યવહારમાં નિખાલસપણું પણ લાગે છે.

આપણા લોકોને સ્ત્રીઓને કેળવણી આપવા સામે એક વાંધો એ લાગે છે કે છોકરીઓ ભણે છે એટલે ઘરકામમાં લક્ષ રહેતું નથી. તેઓ ચોપડીયોજ વાંચ્યાં કરે છે, અથવા તો તેમને ફરવા જવાનું કે મેલાવડામાં જવાનું બહુ મન થયા કરે છે. પણ ઈંગ્લંડમાં તો બાઇયો શિક્ષણ લે છે તોપણ બધું ઘરકામ આનંદથી કરે છે. ત્યાં ઘરકામ કાંઇ અહિં કરતાં ઓછું નથી. વળી ત્યાં તો ઘરકામમાં જોઈતી ચીજોની ખરીદી કરવા પણ સ્ત્રીઓજ બજારમાં જાય છે. નાનાં બાળકોનાં કપડાં પણ તેઓ હાથેજ શીવે છે. અને તે ઉપરાંત વાંચવાનો, સંગીતનો કે બીજી કોઈ લલિત કળાનો અભ્યાસ પણ ચાલુ રાખે છે. તેઓ ફરવા જવા માટે પણ સમય કાઢી શકે છે. આ બધાનું કારણ તેમનું ઉત્તમ શિક્ષણ તથા તે સાથે સુવ્યવસ્થાનું તથા વખતની કીમતનું મળેલું જ્ઞાન છે.

ત્યાં ઘર વ્યવસ્થામાં જે નિયમિતપણું તથા કામની વ્હેંચણી જોવામાં આવે છે તે અહિં મોટી મોટી ઑફીસોમાં પણ નથી હોતી. દરેક કામ નીમેલે વખતેજ કરવામાં આવે છે, અને દરેક માણસને તેના ગજાપુરતું કામ વ્હેંચી આપવામાં આવે છે. સાફસુફ કરવું, રસોઈ બનાવવી, વગેરે જે નિત્ય કાર્ય હોય છે તે ઘડીયાળ માફક નિયમિત રિતેજ થાય છે. એક કામ પાછળ બે માણસો દોડીને નકામો વખત ગુમાવતા નથી. પોતાનું કામ દરેક જણ વખતસર કરે જ છે. આથી નોકર લોકોને પણ સુખ પડે છે, તથા જેનો વાંક હોય તે તરત પકડાઈ આવે છે, અને તે સુધારી શકાય છે.

અને રોજનું કામ રોજ થતું હોવાથી કામ તથા કચરો ભેગાં થતાં નથી. વળી ઘરમાંજ આ સુવ્યવસ્થાની ટેવ પડવાથી બાળકો પણ બધું વ્યવસ્થિતપણું શીખે છે, અને તેથી મોટી વયમાં તેમને લાભ થાય છે.

રસોડામાં પણ બધી વસ્તુઓ વ્યવસ્થાપૂર્વક ગોઠવેલી હોય છે. દાક્તરના દવાખાનામાં જે પ્રમાણે દવાઓ ગોઠવણી બંધ મુકેલી હોય છે તેવીજ રીતે રસોડામાં દરેક ચીજ તથા સાહિત્ય ગોઠવેલાં હોય છે. વળી રસોઈ પણ કંપાઉંડરની માફક સાચવણીથી કરવામાં આવે છે. ત્યાં પાકશાસ્ત્રનું જ્ઞાન પણ આગળ વધેલું છે. અમુક વખતે અમુક ધાન તૈયાર થવુંજ જોઇયે, એમ તે જાણે છે અને ઘડીયાળની મદદથી રસોઈ કરે છે. તાપ પણ કેટલો જોઇયે તે નક્કી થએલું છે, અને થરમામીટરની મદદ પણ તેઓ લે છે. તે રીતે તેઓ બળતણનો તથા બીજી ચીજોનો બચાવ કરી શકે છે. એ મુજબ પ્રયોગશાળા પ્રમાણે ત્યાંનાં રસોડામાં કામ થાય છે, અને તેથી ત્યાંની સ્ત્રીઓનાં મન પણ બહુ કેળવાય છે. કોઈ ચીજ સારી થઈ તો થઈ, નહિ તો નજર લાગી હશે એમ નહિ, પણ ના થાય તો તેનાં કારણો શોધી શકે છે, અને તેમના મનમાં જરાએ વહેમ રહેતો નથી.

ઘરનાં કેટલાંએક કામ દરરોજ કરવાની જરૂર હોતી નથી. આવાં કામો માટે ત્યાં અમુક દિવસ ઠરાવેલો હોય છે. તે દિવસોએ તે કામ જરૂર કરવામાં આવે જ છે. દાખલા તરીકે જાળાં પાડી જમીન ધોઈ સાફ કરવાનો દિવસ, કપડાં, ચાદરો વગેરે ધોવાનો દિવસ. ઘણાં સામાન્ય કુટુંબોમાં ઘેરજ ભઠ્ઠી કરીને કપડાં ધોવામાં આવે છે. દરેક જણ પોતાનાં મેલાં કપડાં એક કરંડીયામાં રાખે છે, અને ઠેરવેલે દિવસે તે ગણી લખીને ધોવા આપે છે. તેમાં પણ વ્યવસ્થા જોવામાં આવે છે. કપડાંનો ગોટાળો થઈ જતો નથી. બજારમાં ખરીદી કરવાનો પણ દરેક કુટુંબમાં અઠવાડીઆમાં એક દિવસ ઠરાવેલો હોય છે. તે દિવસે ઘરની મુખ્ય બાઈ—ગૃહિણી—જાતેજ બજારમાં જાય છે. ઘરમાં જોઈતી બધી ચીજો તે દિવસે લાવે છે. ત્યાંની દુકાનોમાં પણ માલ બધો વ્યવસ્થાપૂર્વક ગોઠવેલો હોય છે, અને દુકાનદાર બહુજ સભ્યતાથી તથા કાળજીપૂર્વક ઘરાક સાથે વાત કરે છે. તેથી ત્યાં જરાયે વખત બગડતો નથી. બધી વસ્તુઓ એકજ ઠરેલા ભાવે વેચાય છે, એટલે કીંમત ઠરાવવાની રકઝક પણ કરવી પડતી નથી.

આ પ્રમાણે બધું કામ વ્યવસ્થાપૂર્વક ચાલતું હોવાથી, દરેક જણને ફુરસદ પણ બહુ મળી શકે છે. અને પોતાનું કામ પરવાર્યા પછી, દરેક

જણ પોતાનો વખત મરજી મુજબ ગાળે તેમાં કોઈ પંચાત કરતું નથી. વાંચવું, ગાયન કરવું, ભરવું ગુંથવું કે વાર્તાવિનોદ કરવો, એમ કાંઈ કાંઈ ઉદ્યમ દરેક જણ નવરાશના સમયમાં કરે છે. ગોઠવણબંધ કામ કરવાથી, કામ વધારે થાય છે, સારૂં થાય છે, તેમ ફુરસદ તેમજ વિશ્રાંતિ પણ વધારે મળે છે. દરેક જણને કામ કર્યા પછી વિશ્રાંતિની જરૂર છે એ વાત ઈંગ્લંડમાં સૌ કબુલ રાખે છે, અને સ્ત્રીઓને પણ વિશ્રાંતિની જરૂર છે એમ સ્વીકારે છે. ખુલ્લી હવામાં ફરવા જવાની, સૃષ્ટિસૌંદર્ય જોવાની, તેમજ મુસાફરી કરીને કોઈ જોવા લાયક સ્થળે જવાની, સ્ત્રીઓને પુરૂષોના જેટલીજ ત્યાં છુટ છે. ખુલ્લી હવાના અંગ્રેજ લોક બહુજ શોખીન છે અને સ્ત્રીઓ એકલી અથવા તો પુરૂષ મંડળી સાથે ફરવા નિકળે છે. નાનાં બાળકોને પણ તેઓ ફરવા લઈ જાય છે. બહાર ફરવા જવાની રીત આપણા દેશમાં દાખલ કરવાની બહુ જરૂર છે.

રાત્રે આઠ વાગતામાં બાળકોને સુવાડી દીધા પછી, મોટી મંડળી અગીયાર બાર વાગતાં સુધી, કામકાજથી પરવારીને એક બીજા સાથે આનંદ ગોષ્ટી કરે છે. તે વખતે ગાયન ચાલે છે કે કંઈ રમતો પણ રમવામાં આવે છે. રવીવારે ઈંગ્લંડમાં બધાં આરામ લે છે. તે દિવસે દુકાનો પણ બંધ રહે છે, અને સૌ કોઈ, ખરેખરો આરામ લઈ આખા અઠવાડીયાનો થાક ઉતારી નાંખે છે. તે સિવાય વર્ષમાં તહેવાર કે રજાઓ આવે છે ત્યારે બધાં કોઈ જોવા લાયક સ્થળે અથવા હવા ખાવાને સ્થળે ઉપડી જાય છે. સ્ત્રીઓને પણ સાથેજ લેવામાં આવે છે, આપણી પેઠે ઘેર ગોંધી રાખવામાં નથી આવતી.

ઈંગ્લંડમાં ઘર એટલે રહેવાનું અને જમવાનું સ્થાન માત્ર નહિ, પણ સંબંધીઓના પ્રેમ સહવાસનું એક સ્વચ્છ સ્થળ છે. સ્વચ્છતા, વ્યવસ્થા, અને મમતા ત્યાં જોવામાં આવે છે. આવું ઘર હોય ત્યારેજ Home, Sweet Home અને No place like Home, એ કવિતાનો અર્થ સમજાય. આપણા કેળવાયલા લોકોએ આ વાત ઉપર વિચાર કરીને ઘરની વ્યવસ્થા કરવાની જરૂર છે. ગોઠવણી તથા કાર્યવિભાગ અને નિયમિતપણાથી સ્ત્રીઓનો ઘણો સમય બચાવી શકાશે. કેળવાયલી સ્ત્રીઓએ તો આ બાબત જરૂર પગલાં ભરવાંજ જોઈયે.




ગૃહવિજ્ઞાન એ શીખવવા લાયક વિષય છે, એમ તો હવે કબૂલ થતું જાય છે, અને જુદી જુદી કન્યાશાળાઓમાં તે વિષય શીખવાતો પણ જાય છે. અમદાવાદ વનિતાવિશ્રામ મહિલા વિદ્યાલયમાં આ વિષય પદ્ધતિસર શીખવાય છે. અને છેલ્લાં કેટલાંએક વર્ષોના અનુભવ ઉપરથી ત્યાં છેલ્લાં ત્રણ વર્ષ માટે જે અભ્યાસક્રમ ઘડી કાઢ્યો છે, તે બીજાને લાભદાયી થઈ પડે તે હેતુથી અત્રે આપવામાં આવે છે.

આ ક્રમ તેર વર્ષ અને તેથી ઉપરની કન્યાઓ માટે છે. આ કન્યાઓએ રસાયનશાસ્ત્ર તથા શરીરશાસ્ત્ર, અને પદાર્થશાસ્ત્રનું પ્રાથમિક જ્ઞાન અત્યાર સુધીમાં મેળવેલું હોય છે, આ વાત ખાસ ધ્યાનમાં રાખવાની છે.

અત્યારે આ વિષય શીખવા માટે ગુજરાતીમાં જોઈએ તેવાં પુસ્તકો નથી. આપણે આશા રાખીશું કે આ ખોટ હવે ઉતાવળે પુરી પડશે.

## વર્ષ ૧ લું (ઉમર ૧૩)

### ગૃહવિજ્ઞાન.

**વસ્ત્ર સંબંધી:—**

વસ્ત્ર, તેની જરૂર, ઉપયોગ અને ઘાટ; તંતુના પ્રકાર, ગુણદોષની પરીક્ષા, કપડાંનો વણાટ, ઋતુવાર ઉપયોગ અને પસંદગી, વસ્ત્રસંભાળ—સુધારવાં, ટાંકવાં, ડાઘ કાઢવા, અને ધોવાં; સાબુની બનાવટ અને ઉપયોગ; પાસ દેવો અને રંગવું, ઇસ્ત્રી કરવી અને ગડી વાળવી, કાંજી અને ગળીનો ઉપયોગ, વાંત્રી અને તેનો નાશ, તડકો ખવડાવવો.

**રહેઠાણ સંબંધી:—**

રહેઠાણ, તેનો ઉદ્દેશ અને વિકાસ, મકાન બાંધવાના પદાર્થ અને તેમના ગુણદોષ, પદાર્થના સામાન્ય અને વિશેષ ગુણ, લાદી અને લીંપણ, ચુનો અને રંગ.

બળ અને ગતિના નિયમ, પ્રકાશ અને કિરણ, પરાવર્તન અને વક્રીભવન, પદાર્થ અને તેની છબી, ચશ્મા અને આંખ, અવકાશ અને હવા,

ઓટલા, પરસાળ, ચોક, છજું, બારીબારણાં, તેમની દિશા, ઓરડા, રસોડાની ગોઠવણ, ચુલા અને ભુંગળાં કે જાળીઆં, વાડી અને વાડા.

હવા અને તેનું ફરતું, હવાની આવજા અને પવન, ઓક્સિજન, નાઈટ્રોજન અને અંગારવાયુ, હવાનાં ભાર અને વજન, હવામાં ભેજ અને તેનું માપ.

જાજરૂ અને મોરી, ખાળ અને ખાળકુવાની સ્વચ્છતા, જંતુનાશક દવા, છાપરૂં અને અગાશી, ટાંકાં, કુવા અને નળ, ઝરા અને નદી વિગેરેનું પાણી, તેના સ્વાદ અને ચોકખાઇ, દ્રવ અને ઘોળ, કાંપ અને નિપાત, તારવું અને ગાળવું.

બત્તી અને તેની સંભાળ, તેલ અને કેશાકર્ષણ, જળ, તેનું દબાણ અને ઉપયોગ, બકનળી, તરવું અને તારકશક્તિ, બંબ અને અવકાશ.

## બીજું વર્ષ.

ખોરાક–રસાયન અને પદાર્થવિજ્ઞાનઃ–ખોરાક, તેના જરૂર અને ધર્મ, ખાદ્ય પદાર્થોનું વર્ગીકરણ, દુધ અને બાળકનો ખોરાક, ગરમી, તેની ઉત્પત્તિ અને પદાર્થપર તેની અસર, ગુપ્ત ગરમી અને વિશિષ્ટ ગરમી, ઉષ્મામાન અને ઉષ્માંક, ગરમીનો પ્રસાર, મંદ અને શીઘ્ર વાહક પદાર્થ.

પદાર્થ, તેની શુદ્ધિના રીતો, વિસ્યન્દન અને સ્ફટીકરણ, ઉપકરણ, તેના બનાવટ અને ગોઠવણ, કાચ કાપવો, ભાગવો, વાળવો, કાના કરવા અને ફુલાવવા.

ગરમીમાપક યંત્ર અને તેની બનાવટ, પ્રાકૃતિક અને રાસાયનિક વિકાર. સંયોગ અને મિશ્રણ, અણુ અને પરમાણુ, પૃથકરણ અને વિઘટન, વિશ્લેષણ અને સંયોગીકરણ; હવા અને પ્રાણવાયુ, ભસ્મ અને દહન, કાટ, ધાતુઓ અને ભસ્મ, કાર્બન અને તેનાં રૂપ, અગ્નિ અને જ્વાળા, લાકડું અને કોયલો, રાંધવુ અને તેનાં કારણો, રાંધવાની જુદી જુદી રીતો અને તેના લાભાલાભ. શર્કરા અને ધાન્યના ખેળ સાથે મિશ્રણ, ખેળ, તેની રચના અને રાંધનકળા; ઘી, તેલ અને તેવા મેદક પદાર્થો; તેમના ગુણદોષ અને ઉપયોગ; હવા અને વનસ્પતિ, ક્ષાર અને તેનો ઉપયોગ, શાકભાજી અને મેવો, તેની પસંદગી અને રાંધનકળા, તેજાના, મસાલા અને તેમનો ઉપયોગ, જમણ અને તેનાં અંગ, પ્રમાણ અને પસંદગી, ઠંડી અને ઠંડક ઉપજાવનાર પદાર્થ, તેમનો ઉપયોગ, સૂક્ષ્મ જીવ અને તેમનું જીવન, ખોરાક, તેનો સંગ્રહ, સંભાળ અને ફસલ, ધાન્ય, અથાણાં, મુરબ્બા, સુકવણી, વાસણ અને ચોકખાઈ, કલઈ અને રેવણ, કાટ અને ચળકાટ.

## ત્રીજું વર્ષ.

ગૃહિણી ધર્મ—

સંતતી શાસ્ત્રના મૂળતત્વો—કુલ, તેના ભાગ અને ધર્મ, ફળ અને બીજ, પુનરુત્પત્તિની ઇન્દ્રિય અને ઋતુસ્રાવ, સગર્ભાવસ્થા, પ્રસૂતિ અને સુવાવડ.

બાળસંભાળ—ખોરાક અને બનાવટ, વસ્ત્ર અને શિવણ, વૃદ્ધિ અને વજન, આદત અને નિયમ, રમત અને આનંદ, રોગ અને ઉપચાર.

રોગીપરિચર્યા—દરદીનો ઓરડો, પથારી, દરદીનાં કપડાં વિગેરે બદલવાં, મ્હોંથી દવા આપવી, સ્નાન અને શુદ્ધિ.

ગરમીનો ઉપયોગ—પોટીશ, જુદા જુદા પ્રકારના શેક અને બાફ, રાઈ વિગેરેનાં પ્લાસ્ટર, આયોડીનનો ઉપયોગ, પાટા બાંધવા, જુદી જુદી જાતના ઉકાળા બનાવવા, ખોરાક અને તેની બનાવટ.

સામાન્ય દરદોના ઉપચાર—આંચકી, મૂર્છા, તાવ, અજીર્ણ, ઝાડા, ઉધરસ, કોલેરા, પ્લેગ વિગેરે.

અકસ્માત વખતે લેવાના ઈલાજો.

ગૃહશૃંગાર—વસ્ત્રાભૂષણ, રાંધણ, પીરસણ અને જમણ, મકાન, રાચ અને શૃંગાર, તહેવાર, તેનો ઉદ્દેશ અને ઉજવણી.

ગૃહવ્યવસ્થા—આવક જાવક અને હિસાબ, ખોરાક, વસ્ત્ર, મકાન વિગેરે પાછળ થતો ખર્ચનો અંદાજ અને ટકાવારી, વસ્તુઓની ખરીદી, બચત અને તેનું રોકાણ.

રસાયન—રાસાયનિક અને પ્રાકૃતિક વિકાર, તેનાં લક્ષણ, ધાતુમારણ અને તારણ, ફુંકણી અને મુસ, હાઇડ્રોજન અને ધાતુઓનો સંયોગ, જળનું બંધારણ.

તેજાબ, અલ્કલી અને ક્ષાર, સાબુ અને તેની બનાવટ. ગંધક અને તેના ક્ષાર. •

નાઇટ્રોજન, તેની ભસ્મો અને સંયોગીકરણ, સુરાખારનો તેજાબ, તેની બનાવટ, ક્લોરીન અને મીઠાનો તેજાબ, તેની અને બ્લીચીંગ પાઉડરની બનાવટ અને ઉપયોગ, કોલસો અને તેમાંના વાયુ, તેમાંથી બનતા પદાર્થ.

પેટ્રોલ, ઘાસલેટ, બેન્ઝીન અને બીજા, કાર્બોહાઇડ્રેટ્સ, આથણ, મદ્ય અને કહોવાણ.

તંતુઓનું [illegible] અને રસાયનિક પરીક્ષા, ધાતુ અને રસાયું, ડાઘ અને તેના રંગ, [illegible], બનાવટ, સબોટવું અને ઓપ દેવો.




પ્રભા-બેન અશ્રુમતી ! મને નવાઇ લાગે છે કે પશ્ચિમના દેશો કરતાં આપણે ત્યાં શા માટે બાળ મરણનું પ્રમાણ વધારે હશે ? કોઇ પણ માતાને પોતાનું બાળક અપ્રિય હોઇ શકે જ નહિ, અને તેથીજ માતા પોતાના બાળકની જીવજાન સંભાળ લે તે સ્વભાવિકજ છે. છતાં જ્યારે નસીબ રૂઠે ત્યારે તેના ખોળામાંથી તેનું બાળક ઝુંટાવી લે છે. મને હંમેશા આ વિચારો બહુ સતાવે છે.

અશ્રુ-બ્હેન પ્રભા, તારા આ પ્રશ્નથી મને આનંદ થાય છે. આ વાત ખાસ શીખવા જેવી છે, પણ આપણો સંસાર એવો છે કે આ બાબત પર બહુ દુર્લક્ષ રાખે છે. કન્યાને ગૃહકાર્ય શીખવવા અર્થે શાળા છોડાવે છે, પછી રસોઇ, ગૃહવ્યવસ્થા, ઘરની સફાઇ, વિવેક, ઇત્યાદિ શીખવે છે ખરા, પણ જે અગત્યની વાત બાળકની સંભાળ રાખવાની છે તે ગૃહિણીઓની ધ્યાન બહાર હોય છે, ને તેથીજ તે માટે પોતાની પુત્રીઓને કંઇ સમજણ આપતી નથી. પ્રત્યેક માતાની ફરજ છે કે જેમ ખાસ ચિવટ રાખી પુત્રીને રસોઇ શીખવે છે, તેમજ બલકે તેથી વિશેષ કાળજીથી બાળકની સંભાળ રાખવાનું શીખવવું જોઇએ.

બાળકની સંભાળ માટે પુસ્તકો ઉથામવાની કે કાલેજોમાં અભ્યાસ કરવાની જરૂર નથી. દરેક ગૃહમાં માતાજ પુસ્તક ને માતાજ કાલેજ ને માતાજ પ્રોફેસર છે. પણ જે માતા આ બાબતનું મહત્વ સમજે છે તે.

મનમાં ગમે તે કારણસર અસુખ જણાતું હોય, તો તેને દૂર કરવા મનુષ્ય બાગનો આશ્રય લે છે. ત્યાં [illegible], વેલા, ફળ,

કુલ, રોપણી અને કુદરતની કળાઓ જોઇ ઘડીભર દુઃખ વિસરી જઈ આનંદ ભોગવે છે. તે પ્રમાણે આપણાં બાળકો આપણી બાલવાડી છે. તેને જોતાંજ મન આનંદથી ઉછળે છે. તેના મૃદુહાસ્યમાંથી મળતા સુગંધીમય વાસથી મગજ તર બને છે. તેના હાવભાવથી મનનાં દુઃખો ઉડી જાય છે યાને દૂર થાય છે. તેની કાલી કાલી પણ મીઠી વાણીથી સરસ વાજીંત્રોના આલ્હાદ અનુભવાય છે, તેમજ તેના નિર્દોષ ચ્હેરાથી કુદરતી કળાનું ભાન થાય છે. આવાં પ્રિય બાળકની જોઇતી સંભાળ આપણા કમભાગ્ય કે બેદરકારીથી રાખી શકાતી નથી. જેના પરિણામે આપણાં સુખો લુંટાઈ જાય છે. એ સુખો સંભાળવા માટેની જવાબદારી માતાઓને શીર છે. માતાઓ આ વાત હાથમાં લે અને સતત્ પ્રયાસ કરે તો જરૂર આવાં માઠાં પરિણામો આવતાં અટકે.

બેન પ્રમા, હું આજે તો માત્ર તારા પ્રશ્નનુંજ નિરાકરણ કરીશ, બીજી વાત તને કહેવા ઈચ્છું છું તે ફરી કદીક કહીશ.

બાળકનો જન્મ—પ્રથમ તો બાળકના જન્મ વખતેજ આપણામાં ઘણી બેપરવાઈ હોય છે. બાળકના જન્મ વખતે જોઇતી તૈયારી મુદલ રાખવામાં આવતી નથી, તેમજ સફાઈ તરફ પણ બહુ દુર્લક્ષ હોય છે. જેથી ખરે ટાઇમે દોડાદોડ અને ગભરાટ થતો જોવામાં આવે છે. ( યાને સુવાવડ કેમ કરવી તે જાણતાં નથી. કંઇ બધાં માણસો પૈસાદાર હોતા નથી કે જેથી ડૉકટરની મદદથી સુવાવડ કરે. માટે માતાઓને ઘરગથુ જ્ઞાન તો હોવું જોઇએ.) છેવટે જન્મ વખતથીજ નવો તમાસો!—ફલાણીને બાળક નથી જીવતાં માટે એ તો જોવાને મસે ટુચકો કરવા આવી હશે. વળી બાળકને નજર લાગી જવાની પણ મોટી બીક. જેને અંગે રોજ ઉતારા કરવા, મરચાં બાળવાં, દોરા બાંધી સ્નાયુના વેગને અટકાવવા. બેન, વિચાર કરો કે સહેજ મરચું બળ્યું હોય તો તેની ધાંસથી સાજાં માણસ પણ ખાંસી ખાંસીને હેરાન થઇ જાય છે, ત્યારે આ ફુલની કળી સમાં બાળકને એ શ્વાસ કેટલો શ્રમ આપે, અને બિચારાની કેવી સ્થિતિ થાય ?

દિનપ્રતિદિન બાળક વધે છે તે વખતે રાખવી જોઈતી સંભાળ-થી માતાઓ તદ્દન અજાણ હોય છે.

**એકથી ત્રણ માસની અવસ્થા.**

આ સમયમાં બાળક કંઈ ન સમજે માટે બેદરકારીથી નાંખી મૂકે છે. માતા ગૃહકાર્યમાં રોકાયલી હોય અગર ગામગપાટા હાંકવામાં મચેલ હોય. એટલે બાળકની શી સ્થિતિ છે; તે જોવાની કે વિચારવાની બિચારીને ફુરસદજ નહોય. બાળક કલાકો સુધી ભીનામાં પડી રહે તે જયારે યાદ આવે ત્યારે જોવાય. પણ કાળજીથી બે ચાર વખત જોવાની દરકાર કોને ? ભીનામાં રહેવાથી શરદીના રોગના બાળકો ભોગ થાય છે. બાળક રડતું હોય તો રડવાનું કારણ સમજવાનો પ્રયાસ ન કરતાં તેને બાળાગોળી કે અફીણ પણ ચટાવી મૂકે છે, નહિ તો છેલ્લે ધવડાવવાનું તો છે જ. વારંવાર ધવડાવવું એ ઠીક નથી નિયમસર પચતો પચતો ખોરાક બાળકને આપવો જોઈએ. વળી ધાવણ સૂતાં સૂતાં ન આપવું જોઈએ. રાત્રે પણ પથારીમાં બેસીને જ ધવરાવવું.અણસમજુ સ્ત્રીઓને ધવડાવવાની આદત વધુ હોય છે, ત્યારે શ્રીમંત વર્ગની કેટલીક સ્ત્રીઓ બાળકને મુદ્દલ ધવડાવતી નથી. રોગ વગેરેના કારણને લઈને ન ધવડાવે તે સારૂં છે, પણ માત્ર પોતાની તંદુરસ્તી કે શરીર સંભાળવા અર્થે બાળકોના ભોગ થતી માતાઓ શા માટે માતા બની બાળહત્યા વ્હોરતી હશે ? ઉપર કહ્યું તેમ બાળકને રડવાનું કારણ શોધ્યા વગરજ દોરા, ચિઠ્ઠી, તાવીજ અને મરચાં બાળવાં એ તો જાણે સામાન્ય જ થઈ પડયું છે.

ઋતુ પ્રમાણે કપડાં પહેરાવવાં એ વાત કોરાણે મૂકી પોતાની મોટાઈ બહાર બતાવવા બાળકોનો સાહિત્ય તરીકે ઉપયોગ કરે છે, અને ખુબ ઘરેણાં લાદી ફુલાય છે. પણ તે બાળકના ગજા કરતાં વધારે છે કે નડતરરૂપ છે કે લોહીના ફરવામાં અટકાવરૂપ છે, તે વિચાર પોતાની મોટાઈમાં લય પામે છે. પણ સમજવું જોઈએ કે બાળક મોટું થશે કે સંભાળવાની સમજણ તેનામાં આવશે ત્યારે દાગીના પહેરાવાશે. પણ આટલી ધીરજ

માતાઓ ક્યાંથી લાવે ? ભલે સ્ત્રીઓ ધીરજવાન ગણાય પણ બાળકોના આવા સંજોગમાં તો ધીરજહીનજ લેખાય.

ત્રણ માસનું રૂષ્ટપુષ્ટ બાળક ઉંધું પડે છે કે પેટે ગોળ ચક્કરડી પણ ફરી જાય છે તે વખતે શરદીથી બચવા તેની નીચે બિસ્તર અવશ્ય રાખવું. તેમજ છ માસનું બાળક થાય ત્યાં સુધી તેના પેટે ફ્લેનલનો પાટો રાખવોજ જોઇએ. મોં હંમેશા અંદરથી રૂ ફેરવી સાફ રાખવું. તેમજ દૂધ પીવાડયા પછી તેને ઉભું કરવું. રોજ નવાડવું. નવડાવતી વખતે તેલથી માલીશ કરવું. સંભાળથી સાબુ વડે ચોળીને નવાડવું. નવડાવતી વખતે કાનમાં પાણી ન જાય તે સંભાળવું. નહિ તો કાન પાકશે. નવડાવવાની ક્રિયા માતાએ જાતેજ કરવી. તમારાં બાળકો નોકરના હાથમાં સોંપતા ના. નવડાવ્યા પછી સ્વચ્છ ટુવાલથી લુછી ઋતુ પ્રમાણે કપડાં પહેરાવી બપોરના વખતે શાન્તીથી સૂવડાવવું જોઇએ. બાળકના બિછાના પર મચ્છરદાની અગર ઝીણા મલમલના કપડાનું ઢાકણ કરવું જોઇએ. જેથી મચ્છર, માખીના ત્રાસથી બચી તે શાન્તીથી ઉંઘી શકે.

**ત્રણથી છ માસ.**

તંદુરસ્ત બાળક છ માસનું થતાં બેસતાં શીખે છે તે વખતે બાળકોને માતા બેસાડી પોતાના હાથમાં જે આવે તે રમકડાં તરીકે તેના સામું નાંખે છે. જેમકે—ભુંગળી, ચીપીઓ, ચમચો, વાટકી વગેરે અને મા ગૃહકાર્યમાં રોકાય. બાળકનો સ્વભાવજ છે કે જે હાથમાં લે તે મોંમાં ભરે. રાખવાળો ચીપીઓ કે ભૂંગળીની રાખ પેટમાં, અને જો ચમચો મરચાંવાળો હોય તો મોંમાં મરચું જાય, અને રાડેરાડ ને ચીસેચીસ પાડે ત્યારે પછી માતા દોડે. ઉપરાંત માટીનાં, લાકડાનાં રમકડાં મોં સામે હોય તો લાકડાનો રંગ અને માટી પણ પેટમાં જાય. અને જો કદીને બાળક પડયું તો તેજ રમકડાં તેને વાગવા માટે કારણભૂત થાય છે. થાળી વાટકાની કોરો પેસી જવાથી કદી જન્મ સુધીની નિશાની પણ થાય છે. માટે બનતાં સુધી રબ્બરનાંજ રમકડાંનો ઉપયોગ કરવો.

કેટલીક માતાઓનાં બાળક પાંચ માસનાં થાય છે તેટલામાં તો માતા ૠતુમતી થાય છે. જો એમ બને તો બાળકને દૂધ ફુટ ઉપર ચઢાવી દૂધ મૂકાવી દેવું જોઇએ; કેમકે પછી દૂધ ચોકખું હોતું નથી. તેમજ હમેલ રહ્યા પછી તો કદી પણ ન ધવડાવવું. કેટલીક માતા બાળકોને બે વર્ષ સુધી ધવડાવે છે તે પણ ખોટું છે. કેમકે એથી પણ બાળકની તંદુરસ્તી બગડે છે. માટે ધાવણની મુદત પછી તો બાળકને ઉપરના દૂધ, અને અનાજ અગર ફુટ પર ચઢાવી દેવાં જેથી તેમની તંદુરસ્તી જળવાઈ રહે.

**છથી બાર માસ.**

નવ માસનું થતાં બાળક ઘુંટણ લે છે. તે વખતે તેનો પહેરવેશ એવો રાખવો કે ચાલવામાં અડચણ ન કરે, અને ઘુંટણીએ હરી ફરી શકે. એટલુંજ નહિ પણ તેને ફરવાની જગા સાફ રાખવી, અને નીચે કોઇ વસ્તુ રાખવી નહિ. બાળકને નવ માસ અગાઉ શીળી કઢાવવી જોઈએ. કેમકે પછી તો દાંત આવવાનો વખત થાય એટલે બે દુઃખ ઉપાડતાં બાળકને વસમાં લાગે છે. માટે બનતાં સુધી ત્રણથી છ માસની મુદતમાં શીળી કઢાવવી જોઇએ. હવે દાંત આવે છે ત્યારે બાળક સ્વાભાવિકજ શીક રહે છે ત્યારે નજર, દોરા ચિઠ્ઠી ન કરતાં વૈદ્ય કે ડૉકટરની સલાહ લઈ આપેલી સૂચના પ્રમાણે સારવાર કરવી.

કોઈ બાળક દશ અગીયાર માસે પગ લે છે, કોઈ તે પછી લે છે. તે વખતે ચાલણગાડીનો ઉપયોગ કરવો, અગર આંગળીના આધારે ચલાવવું. પણ બેદરકાર બની પડવા દેવું નહિ. પગ લે છે તે વખતે તેમની વાચા પણ ખુલવા માંડે છે ત્યારે તેમના મગજ પર સારી છાપ પાડવી. જેવાં કે–સાદાઇ, નમનતાઈ, મૃદુવાણી ને શુરવીરતાનાં બી રોપવા ચુકવું નહિ.

આપણી માતાઓ બાળક બોલે છે ત્યારથીજ અપશબ્દ બોલતાં શીખવે છે. જેમકેઃ—તારી કાકીને કહે મરી જાવ. માસીને કહે પીટયાં મરો. ( આના કરતાં પણ વિશેષ ખરાબ શબ્દો શીખવે છે )

મગર જા તારી માને મારી આવ. આ કહ્યા પ્રમાણે બાળક કરે ત્યારે મોટામાં આનંદ અને હાસ્યવિનોદ ચાલે. બેન આના કરતાં એ કુમળા મગજ પર સ્વમન, સ્વદમન, સ્વદેશપ્રેમ ઈત્યાદિની રેખા દોરવામાં આવે તો ભવિષ્યમાં સારાં ફળો લણવાને આપણે કેવાં ભાગ્યશાળી જોઈએ ?

એકથી પાંચ વર્ષની ઉમર થતાં સુધીમાં માતાઓ જેવાં લીટા બાળકના મગજ પર દોરશે તેવા સદાને માટે કાયમ રહેશે.

હવે ખાસ ધ્યાનમાં રાખવાની બાબત હું તને ફરીથી કહું છું તેની તું નોંધ રાખી અમલમાં મૂકજે. : એટલુંજ નહિ પણ તારી પડોશણને પણ :એ લાભ આપવા ચુકીશ નહિ. તેમની ભૂલો તેમને સમજાવવી અને મૂકાવવી તે પણ આપણું કર્તવ્ય છે.

૧. શરદીથી બચાવવું. ૨ ટાઈમસર ધવડાવવું.
૩ મોં અંદરથી સાફ કરવું. ૪ રોજ નવડાવવું.
૫ શાન્તીથી ઉંઘવા દેવું.
૬ બાળાગોળી કે અફીણનું વ્યસન કરવું નહિ.
૭ ઋતુ પ્રમાણે કપડાં પહેરાવવાં.( દાગીના પહેરાવવાં નહિ. )
૮ રોજ ફરવા લઈ જવાં. ૯ રમકડાં સ્વચ્છ અને નરમ આપવાં.
૧૦ શીળી કઢાવવી. ૧૧ મૃદુ વાણી શીખવવી.

જેનબાઇ ભીખાભાઇ પટેલ.




[ લખનારઃ—મી. ફેખશરૂ દારાબજી છીણા. ]

## બાળકોને તેઓના દાંતની સંભાળ લેવાને શીખવો.

### શા માટે?

તેઓને તેઓના દાંતની સંભાળ અને ઉપયોગ માટે શીખવવાને.

તેઓને એમ સાબીત કરી આપવા કે, જેવી રીતે સ્વચ્છ શરીર કામનું છે, તેવી જ રીતે સ્વચ્છ મોઢું પણ કામનું છે.

બરાબર ચાવીને ખાધેલો ખોરાક સહેલાઇથી પાચન થઇ શકે છે. સારી પાચીનશક્તિ શરીરની સુખાકારી માટે જરૂરની છે.

સ્વચ્છ દાંત અને મોઢું ક્ષયના દુષ્ટ રોગને અટકાવવા મદદ કરેછે.

સ્વચ્છ મોઢું દરેક જાતના રોગને અટકાવવા સારૂ સૌથી ફતેહમંદ સાધન છે.

| |
|---|
| મોઢું કે જે ગોયા જીંદગીનો દરવાજો છે, તેને સ્વચ્છ રાખવું. |

દાંતના બે જાતનાં ઝેરઃ—

(ક) બાળકોના દાંતમાં લાગતો સડો.

(ખ) જુવાનીમાં થતું પરૂ ( પાયોરીઆ )

યાદ રાખજો કે ઉપલી બંને ખામીઓનો અટકાવ તથા ઉપાય ઘણી સહેલાઇથી થઇ શકે છે.

### કેવી રીતે?

દાંત અને મોઢું હમેશાં સ્વચ્છ રાખવાથી.

# સ્ત્રીની સંસારી ફરજો.

( લખનાર:—મી. કેખશરૂ દોરાબજી જીલા. )

સ્ત્રીઓ માંદાં માણસોની માવજત કરતાં બરાબર જાણવું જોઈએ. પોતાનાં બાળકો વગેરે સર્વ વ્હાલાંઓની તંદુરસ્તીની સંભાળ લઈ નિયમીતપણે દવા વગેરેની ઘટતી માવજતથી તેઓ જલદી સાજાં થાય તેમ તનમનથી મહેનત કરવી, અને તેમ કરતાં સહેજ પણ કંટાળો ખાવો નહિ. દરેક ઘટતી બાબતોમાં બીજાઓના લાભ અને સુખ આગળ પોતાના સુખ અને લાભોને ધ્યાનમાં લેવા નહિ; અને તે પરોપકાર તમારૂં મોટું મન બતાવશે. જો બની શકતું હોય તો બાળકો અને નોકરોના કોઇ પણ સંબંધમાં આવનારાંઓની ભૂલો મોટાં મનથી માફ કરવી, અને તેઓ પણ ભલા ખવાસથી અને તમારી તેવી ભૂલ ફરીથી ન કરવાની નમ્ર શિખામણથી ભલાં અને તમોને ચાહનારાં થશે. ઓરત જાતના નરમ ખવાસને લાયક છે કે મરદનાં દુ:ખો વાને સંકટોમાં ભાગ લેવો અને તે ઓછાં કરવાની કોશેશ કરવી, તથા પોતાથી બનતી દરેક મહેનત કરી મદદ આપવી. વળી પોતાની કોઈ પણ અજ્ઞાન બ્હેનપણીઓને યોગ્ય શિખામણથી કોઇ પણ આવી પડતાં સંકટમાંથી થોડો જોખમ પોતે પણ ખેડી બચાવવી જોઇએ. પોતે પણ એક સ્ત્રી જાતિ છે એમ સમજી કોઈપણ નારીની નીતિ કે નેકીનો ભંગ થવા દેવો જોઇએ નહિ. એવા એવા સદ્ગુણોરૂપી શણગાર સજેલી અને તેવા નિયમો ઉપર જ ચાલનારી બાનુઓ કદાચ આ ફાની દુનિયામાં પડેલાં અનેક સંકટ વેઠશે પણ તેઓ ઈશ્વરને પોતાનાં રૂડાં કામોથી ખુશ કરી, પોતાનાં કુટુંબ અને માબાપ તેમજ ભરથારનાં નામને જેબ આપશે. અને અત્યારે આ ફાની દુનિયામાં તેઓનાં ભલાં કામોનો પમરાટ લાંબો વખત સુધી યાદગાર રહી જ્યા સાથ સૌથી સરસ બદલો અને સૌથી સરસ સુખ મિનોઈ જેહાનમાં તેઓ પામશે.




[ ખાસ લખનારઃ—મી૦ કેખશરૂ દોરાબજી જીલા. ]

## માતાનું દુધ એજ બાળકોનો કુદરતી ખોરાક છે.

બાળકોનાં પોષણનો આધાર તેમની માતાના દુધ ઉપર હોય છે. કુદરતે તેમને માટે તેમની માયાળુ માતાઓનાં સ્તનમાં અમૃત રૂપ પોષણનું ઝરણું મૂકેલું છે, અને જ્યાં સુધી એ કુદરતી ઝરો ચાલુ હોય ત્યાં સુધી માતા પોતાનાંજ દુધથી પોષણ આપી શકે. જે માતાઓ વગર કારણે ફેશનની ખાતર અથવા પોતાનું શરીર સારૂં રાખવાની ખાતર પણ પોતાના બાળકને બીજી સ્ત્રીનું ધાવણું ધવરાવે છે, તે પણ ખોટું છે. બાળકના હકમાં એથી ઘણુંજ નુકશાન થાય છે. જે માતા પોતાના જેવા ગુણ તથા સ્વભાવવાળું બાળક પેદા કરવા ઈચ્છતી હોય તેણે પોતાના ધાવણથીજ બાળકને પોષણ આપવું જોઈએ. માતાનું દુધ કુદરતી ખોરાક છે અને તે સર્વથી ઉત્તમ ખોરાક છે. માટે બાળકોને માતાના દુધથીજ પોષણ મળવું જોઇએ. લંડનની કીંગ્સ કૉલેજના દંતવિદ્યાના પ્રોફેસર ડા૦ સી૦ ઈ૦ વૉલેસ જણાવે છે કે "ગરીબ માણસનું બાળક કે જેને જીવાડવાને હજાર ફાંફાં મારતી ગરીબ માવતરની છાતીનું દુધ મળ્યું હોય છે, તેના તમામ દાંત દુધ જેવા સફેદ, મોતીની શેર મીસાલ ચળકતા અને મજબુત હોય છે, જ્યારે તેની જ ઉમ્મરના માનબર માણસનાં છોકરાંને જુઓ. ચૉકલેટ, મીઠાઈ, કેક અને હલવો ખાતું તે બાળક લુલા, ઢીલાઢચ, દુઃખતા, પીળા અને સડેલા દાંતવાળું ઘણે મોટે ભાગે હોય છે."

## માતાઓ પોતાનું ધાવણ બગાડી પોતાનાં બાળકો પ્રત્યેની ફરજ કેમ ભૂલે છે!

બાળકો ઉછેરવા માટે માતાના ધાવણ જેટલો અને જેવો પુષ્ટિકારક પદાર્થ બીજો એકે નથી. જે કુદરત બાળકને જન્મ આપે છે, તેજ કુદરત તેના પોષણ માટે તેની માતાના સ્તનમાં દુધનો પુષ્ટિકારક ખજાનો ભરી

રાખે છે. જો આ દુધ તંદુરસ્ત રહેતું હોય તો બાળકોને ઉછરી આવતાં કશી અડચણ આવતી નથી; પરંતુ ઘણે ભાગે તો માતા ખાવાપીવાના ખોટો સ્વાદમાં–પોતાની રસીલી જીભને સંતોષ પમાડવામાં, બાળક પ્રત્યેની માતાની ફરજ ભૂલી જાય છે, જેનું પરિણામ એ થાય છે કે ધાવણને બગાડે છે, અને બગડેલું ધાવણ ધાવવાથી બાળકને ભાર રહી તે બીમાર પડે છે, અને કદાચ મોતના શરણે પણ થાય છે. માટે પ્રથમ જરૂરનું એ છે કે માતાએ પોતાનું ધાવણ તંદુરસ્ત રાખવા બને તેટલી સંભાળ રાખવી અને સાત્વિક આહાર કરી પોતે પણ તંદુરસ્ત રહેવું.

### હલકા ખવાસનાં નોકરોનાં દુધ પર ઉછેરવાથી બાળકોમાં પણ તેવાજ હલકા ખવાસ અને રોગો પેદા થાય છે.

કેટલાક શ્રીમંતો પોતાની શ્રીમંતાઇનો ખાલી ભપકો બતાવવા અને સ્રીના સ્તનની (જુવાનીમાં) સંભાળ રાખવાના ખોટા વિચારથી પોતાનાં બાળકોને ઉછેરવાનું કામ ઘણે ભાગે નોકર કે ધાવ રાખી તેનાંથી લે છે. પરંતુ તે રીત કોઈપણ રીતે ઇચ્છવા જોગ નથી. બાળકને હલકા સ્વભાવનાં નોકર કે ધાવ પાસે ઉછેરાવવાથી તેમનાંમાં પણ એવા હલકા ગુણ, તેમજ તેમનામાં ઘર કરીને રહેલા રોગો બાળકને પ્રાપ્ત થાય છે. તેથી બાળકના અને માતાના બન્નેના હકમાં ઘણુંજ નુકશાન થાય છે. કેટલીક વખતે એક બાઈ પોતાનાં બાળકને ધવરાવતી નથી, અને તેનું કારણ એમ જણાવે છે કે તેને ફુરસદ મળતી નથી, કારણ કે એકલું અટુલું બાળક વગર ફરવા હરવા તો જવુંજ જોઇએ. સીનેમા, નાટક સરકસ વિગેરે મજાહનો ભોગ તો કોઇ બી રીતે આપી શકાયજ નહિ. પાર્ટીઓમાં હાજરી બાળકને ભોગે આપવી એ પણ ઘણી અગત્યની તેમને લાગે છે. એવાં દરેક જાતનાં ઓઠાં હેઠળ પોતાની ખુદ જરૂરની માણસાઇ ફરજને ભૂલી જઇને એક ઘણી ગંભીર અને નહિ, ખામોશ થઇ શકે અને કદી પણ માફ ન થઈ શકે તેવી ભૂલ કરે છે. અલબત્તાં, બહુજ જુજ બનાવોમાં કેટલાંક અપવાદો છે, જેમાં માતાનું દુધ બાળકોને માટે મુદલ સલાહકારક નથી; પણ તેવા સંજોગો સિવાય બીજી માતાઓમાં તો તે ઘણુંજ અગત્યનું છે.

### "દુધમે દુધ તો માકા ઓર દુધ કાહેકા."

હાલના વખતમાં સ્રીઓની મોટી ફરિયાદ દુધની તોતાઈની છે. "પુરતું દુધ આવતું નથી એટલે ઉપરનું ન આપીએ તો શું કરીએ!" એવો આજકાલ કેટલીક માતાઓનો મોટો અને ગંભીર સવાલ થઈ પડે છે. એક કવિ કહી ગયો છે કે

"દુધમેં દુધ તો માકા ઔર દુધ કાહેકા" તેમ ખરેજ માતાના દુધથી વધુ અથવા તેટલુંજ પુષ્ટિકારક પીણું દુનિયામાં બીજું કાંઈ પણ બાળક માટે છે જ નહિ. માતાના દુધનો જે પુષ્ટિકારક ભાગ અને તેમાં સમાયલાં વિજળીક તત્વો બીજા દુધમાં મળી શકતાં નથી. એટલુંજ નહિ પણ હાલના વિદ્વાનો કહે છે કે એક માતાનું દુધ એક બાળક પોતે ધાવીને પીએ અને તેનીજ માતાનું દુધ છાતીમાંથી કાઢી લઇને પછી પાવામાં આવે તેમાં પણ મોટો તફાવત પડી જાય છે, અને બાળકોને તેટલુંજ લાભકારક તે નીવડતું નથી. દુધની ફરિયાદનાં મુખ્ય કારણો માતાનો બાંધો, ખાધખોરાક; જીંદગી ગુજારવાની રીતભાત અને એવાજ બીજા આરોગ્ય સંબંધી નિયમો (Hygiene principles) પર આધાર રાખે છે.

**બાળકોને ધવરાવવાથી માતાનો દેખાવ અને બાંધો ખીલે છે.**

કેટલીક માતાઓ પોતાના બાળકને પોતેજ ધવરાવવાને આતુર રહે છે ત્યારે બીજા હાથ ઉપર એવી પણ એકદર માતાઓ છે કે જેઓ પોતાની પાસે પુરતો સારો અને પુષ્ટિકારક ખોરાક પોતાની છાતીમાં હોવા છતાં પોતાનાં બાળકોને તે આપવાને સાફ ના પાડે છે, અને એવું કારણ જણાવે છે કે તેમ કર્યાથી તેઓનો બાંધો, રંગ રૂપ અને કદ સર્વ કરમાઈ જાય છે. પણ આ તો એક ખરેજ મોટી ભૂલ અને અજ્ઞાનપણા સિવાય બીજું કાંઈજ નથી; કારણ કે જેમ જેમ એક ઝાડ વધુ ને વધુ ફળ આપતું જાય છે, તેમ તેમ તે ઘણું જ સરસ, ખુબસુરત અને સારી રીતે ખીલી નીકળેલુ માલમ પડે છે. તેજ પ્રમાણે એક સ્ત્રી પણ પોતાના બાળકને ધવરાવવાથી ઉલટો પોતાનો બાંધો અને દેખાવ કરમાવી નાંખવાને બદલે ખરેજ સુધારીને ખીલવે છે, અને ઉલટી વધુ અને વધુ ખુબસુરત બને છે. ખુદ જાનવરો પણ પોતાના બાળકને ખુદ પોતાનુંજ દુધ આપવાને ઘણાં આતુર રહે છે, અને તેઓની કેટલી બધી માયા અને મમતાથી ખીદમત કરે છે. માણસ જેવું શ્રેષ્ઠ પ્રાણી ભણેલ અને કેળવેલ થઇને પોતાના બાળકને ખોરાક જેવી અગત્યની બાબતમાં એમ તરફડીયાં મારવા દે એતો ઘણું બેહુદું અને માણસાઈ લાગણીથી તદ્દનજ વેગળું છે. આ બાબતમાં માણસે જાને ખુદ એક હેવાન જાન પરથી ધડો લેવો ઘટે છે.

**માતાના દુધ પર ઉછરનાં બાળકોને દાંત ફુટતી વખતે વધુ હેરાન થવું પડતું નથી.**

દરેક દમેલદાર માતાની ઉમેદ હોય છે અને હોવી જોઇએ કે તે

બાળકોને પોતાના દુધ પર ઉછેરે; અને તે ઉમેદ પાર પાડવા માટે તેણે પોતાની તબીયત સારી રાખવી જોઇએ. તેની તબીયતનો સઘળો આધાર તેના મોઢાની સ્વચ્છતા પર છે. દરેક માતાએ પોતાનાં બાળકને પોતાનાં દુધ પરજ ઉછેરવું જોઇએ, કારણ કે તેમ કીધાથી તે બાળકનાં દાંતને અને મોટા ભાગે આખા શરીરને ઘણો ફાયદો થાય છે, જે બીજા દુધથી થઈ શકે નહિ. બલકે બીજાં દુધથી બાળકને તરેહવાર દુઃખ દરદો લાગુ પડવા સંભવ રહે છે. માતાઓને કુદરતે દુધથી નવાજી હોય છતાં પોતાનાં બાળકોને પોતાના દુધપર નહિ ઉછેરે તેઓ માટે આપણે ગમે તેવા સખ્ત શબ્દો વાપરીએ તો પણ થોડા છે. પોતાના દુધપર બાળકને ઉછેરવું એ એક માતાની પવિત્ર ફરજ છે અને તે દરેક માતાએ અદા કરવીજ જોઇએ. બાળકની જીવનદોરી શરૂઆતથીજ નબળી કરવાનો કોઈ પણ માતાને હક નથી. બીજા દુધથી બાળકને તરેહવાર દુઃખો જેવાં કે ઝાડા, ઉલટી, ઉટાંટીઉ વિગેરે વારંવાર લાગુ પડે છે; અને માતાઓ તેમજ ડાકટરોને એનું કારણ સમજાતું નથી. તેવા દાખલાઓમાં ઘણુંખરૂં કારણ તે માતાની અગર બાળકોનાં મોઢાની ગંદી હાલત હોય છે. તેથી દુધ પાતી વખતે દરેક માતાની ફરજ છે કે તે મુદત દરમ્યાન પોતાના મોઢાની ઘણીજ જતન કરવી જોઇએ. ઘણું કરીને જે બાળકને માતાના દુધથી ઉછેરવામાં આવે છે તેને દાંતની ઘણી ઈજા ખમવી પડતી નથી યાને દાંત ફુટતાં વધારે હેરાન કરતા નથી. પરંતુ ઉપરના દુધ પર ઉછરતાં બાળકને દાંત ફુટવામાં બહુ મુશ્કેલી ખમવી પડે છે.

### બાળકને પુરતું દુધ આપવા તેની માતાને પુરતું દુધ આપો.

બાળકોનો સર્વોત્તમ ખોરાક તેની માતાનું દુધ છે અને તે સિવાય બીજું કાંઈ નથી. સોએ નવાણું માતાઓ જો પ્રયત્ન કરે તો પોતાનાં બાળકોને પોતેજ ધવરાવી શકે, એટલા માટે જો માતાને પોતાનું દુધ જોઇએ એટલા જથ્થામાં આવતું ન હોય તો માતાએ દરરોજ એક બે યા પચી શકે તો વધુ શેર દુધ પીવું જોઇએ કે જેમ કીધાથી માતાનું દુધ વધે છે. દુધ સિવાય કપાશીયાના બીયામાંથી બનાવેલા ચોક્કસ પદાર્થો ખાધાથી પણ માતાનું દુધ વધે છે. ફ્રેંચ લોકોમાં એવી કહેવત છે કે "બાળકને પુરતું દુધ આપવા તેની માતાને પુરતું દુધ આપો." એમ છતાં પણ જો માતાનું દુધ થોડું નીકળે અને બાળકનું વજન ન વધે તો બાળકને માતાના દુધ ઉપરાંત બકરી સંભાળથી અને ચોક્કસ ચીજોની મેળવણી સહિત તૈયાર

ફીપેલું ગાયનું દુધ પણ આપવું. પહેલો મહિનો પૂરો થાય ત્યાં સુધી તો માતાએ બાળકને પોતાનાજ દુધ પર ઉછેરવું, કારણ કે તે વખતે ગાયનું દુધ પચી શકતું નથી.

### માતાનું દુધ બાળકને કયા સંજોગમાં નહિ આપવું ?

બાળકનો સર્વોત્તમ ખોરાક માતાનું દુધ છે, તેટલા સારૂ જો માતાને કોઈ પણ જાતની ઘણીજ ગંભીર બીમારી ન હોય ત્યાં સુધી માતાએ પોતેજ બાળકને ધવરાવવું જોઇએ. જો તેણીની સામાન્ય સ્થિતિ ઘણી નબળી હોય, જેવી કે રક્તસ્રાવ અને લોહી ઘણું છુટવાથી, ખઈ વિગેરેની બીમારીથી, ગાળી નાખનારાં દરદથી તે બીમાર હોય યા માતાને ગરમીનો રોગ થયો હોય તો તેવા રોગ બાળકમાં ફેલાવાનો ભય રહે છે તેથી, માતાંના થાન સુજેલાં હોય, થાનની ડીંટડી નાની અને અંદર બેઠેલી હોય અથવા માતાનું દુધ બાળકને ન પચે એવા સંજોગો હોય માતાએ પોતાનાં તેમજ બાળકનાં ભલાં અર્થે બાળકને ધવરાવવું ન જોઇએ.

### મોઢાની અસ્વચ્છ સ્થિતિ.

કુદરતી રીતે માતાના દુધથી ઉછરેલાં બાળકોના શરીરના અવયવો, જેવા કે તાળવું; શ્વાસનળી, ગળું, દાંત, જીભ, જડબાં, હોઠ, અવાળુ અને મોઢાના સ્નાયુઓ વિગેરે સંપૂર્ણ ખીલનાં કોઈ પણ પ્રકારની ખોડખાંપણવાળાં નહિ બનતાં સારી આરોગ્યતા ધરાવે છે; અને એ સબબથી તેની શારીરિક તથા માનસિક શક્તિ પણ સતેજ બનેલી રહે છે. હમેશ પછીને તમકે એટલે બાળક જન્મ પામવા પછીથી તેને દાંત આવે ત્યાં સુધી કે જે મુદત દરમ્યાન માતા બાળકને ધવરાવતી હોય છે, ત્યારે પણ માતાએ પોતાના મોંઢા અને દાંતની વિશેષ કાળજી રાખવાની જરૂર છે. જો તેમ કરવામાં ન આવે અને મોઢાની હાલત માતા ખરાબ રહેવા દે તો તેથી પોતાના દુધ સાથે બાળકના શરીરમાં ધીમું ઝેર પ્રવેશ કરાવે છે કે જેને પરિણામે બાળક ડાએરીયા વિગેરેથી પીડાય છે અને તાવદાને જેવી દેહનું બને છે: આવા બનાવો વેળા માતાઓના મોઢામાંના દાંતો સાફ કરાવવાથીજ બાળકો મરણ પામતાં બચી ગયાં છે.

### દુધની શીશીમાં સમાયલા જોખમો.

કેટલીક વખત માતા બહુ નાજુક પ્રકૃતિની હોવાથી પોતાના બાળકને પુરતું ધાવણ આપી શકતી ન હોય અથવા માતા કોઈ પણ દુઃખથી

ઘેરાયલી હોય કે તેના ધાવણથી બાળકને માતાના રોગ લાગુ પડશે, એવો ડાકટરોનો અભિપ્રાય થયો હોય, ત્યારે યા ધાવનાં બાળને મૂકી માતા મરી જાય, આવાં અનેક કારણો પ્રસંગે ખાસ કરી દુધની શીશી (Feeding bottole) નો ઉપયોગ કરવાની જરૂર પડે છે. એ સિવાય બીજા પ્રકારે બાળકને ધવરાવવામાં સમાયલી માતાની લાજ—આબરૂ—શરમ કે તેના શારીરિક અવયવો લથડી જવાની કરવામાં આવતી પોકળ દલીલ ખરેખર હસવા સરખી અને પોતાનાં પ્યારાં બાળકોનું ખુન કરવા જેવું ખાસ્તી ભરેલું કામ છે. આ તો હવે કાંઈ પણ તકરાર વિના સિદ્ધ થયલી બીના છે કે દુધની શીશીના ઉપયોગથી બાળકને કેટલો ખોરાક લેવો તેનો કાંઈ નિયમ રહેતો નથી; અને તેથી ચાલુ અપચો, અજીરણ થઇને પેટને વધું બોજો આપી, પેટનાં બંધારણમાં ખામી થાય છે. આની અસર બાળકનાં આખા શરીરપર થાય છે. નબળી સ્થિતિમાં બંધાયલું શરીર, વખતો વખત દુઃખના હુમલા સામે પોતાનો બચાવ કરવા ટકી નહિ શકવાથી, માતાની બીનકાળજીથી પરિણામે મરણને શરણ થાય છે અને જેઓ જીવે છે, તેઓ પણ એવાં નબળી તંદુરસ્તીનાં બને છે કે હાથ પગ દીવાસળી અને દોરડી જેવા તેમજ પેટ ગાગરડીની સ્થિતિમાં તેઓને આપણે જોઇએ છીએ. એટલુંજ નહિ પણ તેઓનું જીવન દુઃખનાં વાદળાંથી ઘેરાયલુંજ રહે છે. અને આ સિવાય તેઓનાં શરીરના બાંધામાં ખામીઓ રહી જાય છે તે તો જુદી. આ સર્વનું મૂળ બાળકોનો દુશ્મન દુધની શીશી (Feeding bottle) માં છે. દુધની શીશીની ટોટી (Nipple) કુદરતી રીતે માતાનાં સ્તન પ્રમાણે કઠણ નહિ હોવાથી બાળકોના મોઢાનાં બંધારણમાં ખોડખાપણ રહી જવી સ્વાભાવિક છે, એટલે કે ટોટીના દબાણથી અને જીભને વારંવાર ચૂસવાથી બાળકના બંધાતા કોમળ તાળવાને નુકસાન પહોંચે છે. મતલબ કે તાળવાના બંધારણનો જેટલો ભાગ ખીલવો જોઇએ તેટલો નહિ થતાં ગોળાકાર ખાડાવાળો બને છે અને તેમ થતાં તાળવાં ઉપર થઇને જનાર શ્વાસનળી દોષવાળી બને છે, તેથી બાળક જોઇએ તેટલા પ્રમાણમાં શ્વાસ લઇ શકતું નથી. આ ક્રિયા પુરી કરવા માટે બાળકને મોઢાંથી શ્વાસ લેવો પડે છે. નાકનું અને શ્વાસનળીનાં બંધારણમાં ખામી આવવાથી ગળું, ને છાતી બરાબર ખીલતાં નથી. એટલુંજ નહિ પણ આ દુધની શીશીના ધાવણના પ્રતાપે નાના નિર્દોષ બાળકોના દાંત મૂળમાંથી સડી જતા તેમજ વીસ પચ્ચીસ વર્ષની ભર જુવાન વયે પડી જતા આપણે જોઇએ છીએ. કારણ કે નાની ઉમ્મરે દુધની શીશીના ધાવણથી

દાંતને મજબુત બનાવનાર પેઢાનાં બંધારણમાં તેની અસર થતી હોવાથી દાંતની મજબુતાઇ ક્યાંથી રહે ? એ સમજી શકાય તેમ છે. આ સિવાય હાડ, જડબાં, પણ ખામીવાળાં હોય છે, એટલે કે એકંદર શરીરનો આખો બાંધો વાંધાવાળોજ બંધાય છે. શરીરના જે અવયવો ખીલવા જોઇએ, તે આ પ્રમાણે કરમાઈ જવાથી બાળકની શારીરિક અને માનસિક શક્તિઓ માતાના કુદરતી ધાવણે ધાવેલાં બાળકો કરતાં બહુ ઓછા પ્રમાણમાં ખીલેલી હોય છે. દુધની શીશીની ટોટી ( Nipple ) પણ જોઇએ તેવી રીતે સ્વચ્છ રહેતી નથી. દુધના શીશીઓને જો જંતુવિનાશક (Antiseptic) દવા નાખી ગરમ પાણીથી બરાબર સાફ કરવામાં નહિ આવે તો આવાં જંતુઓ ઉડીને ખોરાક પર બેસી બાળકોના ખીલતી શક્તિઓને દાબી દઈ તેનામાં નવા રોગો ઉત્પન્ન કરી બીચારાં નિર્દોષ બાળકોને હમેશનાં તાબેદાર બનાવે છે.

## બનાવટી ખોરાકથી બાળકોને થતું નુકશાન.

બાળકોને બનાવટી ખોરાક ( Artificial foods ) ઉપર કેટલીક માતાઓ રાખે છે, પણ તેમાંનો એક પણ ખોરાક માતાના ધાવણની ગરજ પૂરી પાડી શકતો નથી. છતાં તેવા સંજોગ વચ્ચે આપવાની જરૂર જેવું લાગે તો ડાકટરની સલાહ મેળવ્યા વગર આપવોજ નહિ એ દરેક માતાઓએ ખુબ ધ્યાનમાં રાખવું. બનાવટી ખોરાકના વપરાસની સાથે બાળકોનાં દરદો પણ વધવા લાગ્યાં છે. જે બાળકો આવી જાતના બનાવટી ખોરાક પર રહે છે, તેમાંથી સેંકડે ૮૦ બાળકો પેટના દરદો ભોગવે છે. આજકાલ બનાવટી ખોરાકનો વપરાસ વધતો જાય છે, પરંતુ માતાના દુધના ગરજ સારે તેવો એક પદાર્થ દુનિયામાં મળવો દુર્લભ છે. કેટલીક જાતના બનાવટી ખોરાકોમાં પુષ્ટિકારક તત્વ હોય છે, છતાં તેની પેકબંધ બાટલી અને ટીનો આવતાં હોવાથી તે તાજું હોવાનું કશું પ્રમાણ મળી શકતું નથી. કોઈ કોઇ વખતે તો ૩-૪ વર્ષથી પણ જુની ! તેવા ખોરાકની બાટલી તેમજ ટીનો કેમીસ્ટસને ત્યાંથી મળી આવે છે. જો માતા બાળકના દાંત અને મોઢાની પુરતી સંભાળ લે તો તેનાં બાળક અવસ્ય તંદુરસ્ત રહે અને બાળકનું મરણ પ્રમાણ પણ કમી થઇ વસ્તીમાં વધારો થઈ શકે. દશ બાળક પેદા કરી એકે ન ઉછરે તેના કરતાં બે બાળક પેદા કરી તેને યોગ્ય રીતે ઉછેરવાં એ અતિ ઉત્તમ છે.

કેટલીક માતાઓમાં એવો ખોટો વહેમ જડ ઘાલી બેઠો છે કે વિલાયતી બનાવટી દુધ યા ખોરાક પર બાળકને સારી રીતે ઉછેરી શકાય છે, તેથી પોતે ધાવણની જંજાળમાં ન પડવું. સુધરેલા દેશોમાં તો એવાં બનાવટી ખોરાકને બાળ ખુનીઓ ( Baby killer ) તરીકે ગણે છે. વિલાયતના સત્તાવાર આંકડા પ્રમાણે દર સો બાળકે પંચોતેર બાળકોનાં મરણનું કારણ બાળકોનો ઝેરી બનાવટી દુધ યા ખોરાકજ છે, એટલે કે જે માતાઓ પોતાનાં બાળકોને પોતેજ ધવરાવે તો દર સો બાળકે પંચોતેર બાળકોનાં મરણ નીપજતાં અટકે. એવા ખોરાક પર ઉછરેલાં જે બાળકો જીવે છે, તેઓની જીવનશક્તિ ઘણી નબળી હોય છે અને તે મોટાં થતાં અનેક દુઃખ દરદોના હુમલા સામે ટકી પણ શકતાં નથી.

---





# "આપણે કરશું વકીલાત ત્યારે ભરશે કોણ પાણી?*"

વીસમી સદીના આ ક્રાંતિ અને નવીન ભાવનાઓના જમાનામાં પણ સ્ત્રી વકીલ કે સ્ત્રી બૅરિસ્ટરનું નામ સાંભળતાંજ ઘણાંના મનમાં ઉપરનો કે તેને મળતો પ્રશ્ન ઉદ્ભવતો હશે. આવાં મનુષ્યોની તર્કશક્તિ માટે મને તો બહુ માન ઉત્પન્ન થતું નથી. હાલ કોઈ સ્ત્રીઓ વકીલાત કરતી નથી, તેથી બધી પાણીજ ભરે છે એમ કોણ કહી શકે? જ્યાં ઘેર બેઠાં નળથી પાણી પૂરૂં પાડવામાં આવેછે ત્યાં સ્ત્રીઓને પાણી ભરવાની વાતજ સંભવતી નથી. ગામડામાં કે નાનાં ગામોમાં જ્યાં પાણી ભરવાનું હોય છે ત્યાં સ્ત્રીઓ ઘણુંખરૂં નિરક્ષર હોય છે. એટલે ( હજી પચાસ વરસ સુધી ) તેમને વકીલાત કરવાનો સંભવ નથી.

સ્ત્રીનું કાર્યક્ષેત્ર ઘરમાંજ છે, સ્ત્રી બ્હાર ધંધો કરવા જાય ત્યારે ઘરનું શું થાય, ઘરમાં રાંધે કોણ, છોકરાંને કોણ સંભાળે, એવું એવું ચારે તરફથી કહેવામાં આવેછે. સ્ત્રીનું કાર્યક્ષેત્ર સામાન્ય રીતે ઘર છે, અને ઘરની સંભાળમાં તેમ બાળકોને ઉછેરવામાં તેનો ઘણો કાળ વ્યતીત થાય છે એ તો સર્વ કોઈ કબૂલ કરેછે જ. પણ અપવાદરૂપ દૃષ્ટાંતો પણ એક નહિ પણ અનેક નજરે પડે છે, તેનું વિસ્મરણ ન કરવું જોઇએ. આપણા દેશમાં છેકજ બાલ્યાવસ્થામાં લગ્નસંબંધ—અને તે પણ મૃત્યુ સિવાય બીજી કોઈ રીતે ન તૂટી શકે એવો સંબંધ—જોડવામાં આવે છે. સંસ્કારી કુટુંબની કુશાગ્ર બુદ્ધિવાળી કન્યાનું પાનું કમાવાની કાંઈ પણ પ્રાપ્તિ વગરના બુદ્ધિહીન પતિ સાથે પડેછે. આપણી સ્ત્રીઓ "પડયું પાનું નિભાવી લે" છે, એ વાત સત્ય છે; પણ ઘણીવાર ખાવાનાં પણ સાંસા પડે છે. બાળકોને પેટપૂરતું અન્ન જ ન મળે ત્યાં ઉચ્ચ કેળવણીની તો આશાજ ક્યાંથી? માતાની હોંસ, ઉમેદો બધી મનમાંજ રહી જાય છે. આવે વખતે સ્ત્રી જો કાંઈ કમાવાને

* મી. સોરાબજી કાત્રકની કંપનીના પ્રખ્યાત નાટક 'એકજ ભૂલ'માં આ લીટીથી શરૂ થતું એક ગાયન છે. માત્ર 'પિટ' ને રીઝવવા ખાતર જ આ ગાયન મૂકવામાં આવ્યું હશે એમ લાગે છે. કારણ કે ગાયનની પહેલાં જે વાદવિવાદ ચાલેછે તે એના કરતાં તદ્દન ઉલટા વિચારથી ભરપૂર છે.

સમર્થ હોય તો કેટલીક મુશ્કેલી દૂર થાય. પણ જનસમાજનો કાયદો તો એવો છે કે ઈશ્વરે જેને પુરૂષ ઘડયો તેની કમાઈ, પછી તે ગમે તેટલી ટુંકી હોય તેના ઉપર જ કુટુંબનો નિર્વાહ ચાલવો જોઇએ. સ્ત્રીની બુદ્ધિશક્તિ ગમે તેટલી વધારે હોય તો પણ તેનો ઉપયોગ તો ઘરની ચાર ભીંતોની અંદર જ થઈ શકે. પુરૂષ દૈવપ્રકોપથી અપંગ થાય કે મૃત્યુ પામે તો સ્ત્રીએ ટુંકી કમાઈવાળા પિતા કે ભાઈ ઉપર પોતાના આખા કુટુંબનો ભાર નાખવો કે સગાં વ્હાલાં પાસે ઓશીયાળાં થઈ ભીખ માગવી તે કબૂલ, પણ સ્ત્રીએ કમાવું એ તો વાત જ ન થાય.

આ તો સામાન્ય રીતે સ્ત્રીએ કમાવાનો પ્રયત્ન કરવા વિષે વાત થઈ. વકીલાતના ધંધા માટે ખાસ આજે કહેવાનો મારો ઈરાદો છે. હવેના જમાનામાં કોઈ કોઈ કન્યાઓ—ભલે હજારે એક—એવી નીકળશે કે જેને લગ્ન કરી સંસારમાં પડવાની અભિલાષા નહિ હોય. સ્ત્રીઓના સમાન હકની ભાવના માત્ર રાજકીય હકોમાં જ સમાપ્ત થઈ જતી નથી, સાંસારિક વિષયોમાં પણ તેઓ પુરૂષો જેટલાજ હક માગી શકે. જો કે આપણે ત્યાં તો પુરૂષને જ લગ્ન એ સ્વેચ્છાનો વિષય નથી, તો સ્ત્રીને તો ક્યાંથી જ હોય? પરંતુ ન્યાયપુરઃસર વિચાર કરતાં જણાશે કે લગ્ન એ સમાજની ઘટનાનું આવશ્યક અંગ હોવા છતાં પ્રત્યેક વ્યક્તિની સ્વેચ્છાનો વિષય છે જ. કુંવારાપણું વધી જવાથી દેશની વસ્તીને ધોકો પહોંચે એવી સ્થિતિ હજી આપણા દેશ માટે તો દૂર ક્ષિતિજમાં પણ દેખાવા સંભવ નથી. હવે સ્ત્રી કુમારિકા રહે તો તેણે પોતાનો નિર્વાહ ચલાવવો જ જોઇએ. પુરૂષના હકો માગતાં પુરૂષનાં દુઃખો વેઠવા પણ તૈયાર રહેવુંજ જોઇએ. કુમારિકા રહેનારી શ્રીમંત પિતાની પુત્રી હોય તો પણ તેણે કાંઈ વ્યવસાય તો રાખવો જ જોઇએ. આપણા દેશના કાયદા પ્રમાણે પુત્રીને પિતાની મિલ્કતમાંથી કાંઈ જ હિસ્સો મળતો નથી, તો પછી ભવિષ્યનો વિચાર કરી પહેલેથી પાળ બાંધવી જોઇએ. સારો વારસો મળ્યો હોય કે મળવાનો હોય તો પણ છેક નિરૂદ્યમી રહેવું એ યોગ્ય નથી. મનનો વેગ પ્રબળ છે, અને કાંઈ પણ વ્યવસાય ન હોય તો પછી તે ગમે ત્યાં દોડી જાય છે. જે કન્યાને લગ્નનું બંધન ન ગમે તેને પારકી નોકરી કરવી નજ ગમે એ સ્વાભાવિક છે. તો પછી વકીલાત જેવો સ્વતંત્ર ધંધો સ્વીકારવો એના જેવું ઉત્તમ કાંઈ જ નથી. દાક્તરનો ધંધો જો કે શ્રેષ્ઠ છે, પણ તે શીખવામાં અનેક મુશ્કેલીઓ છે. તેનો અભ્યાસક્રમ ઘણો કઠિન હોવાથી ઘણી સ્ત્રીઓનાં શરીર તેનો બોજો ન ખમી શકે. વળી તે ધંધામાં પણ વકીલાત કરતાં હાડમારી વધારે વેઠવી પડે છે.

આપણા દેશના પ્રાચીન સ્મૃતિકારોએ રચેલા એકપક્ષી કાયદાઓને લીધે સ્ત્રીઓને કેટકેટલાં દુઃખ ખમવાં પડે છે તે તો સર્વ કોઈ જાણે છે. પણ કાયદાની બારીકીઓ પણ હોય છે. એક કાયદાને હઠાવનારો બીજો કાયદો પણ નીકળે છે. જો બાહોશ સ્ત્રીવકીલો હોય તો સ્ત્રીઓના લાભના કાયદા રૂપી રત્નો સ્મૃતિઓના સમુદ્રના ઊંડાણમાંથી ખેંચી કહાડી સ્ત્રીવર્ગ ઉપર ઉપકાર કરી શકે.

એક બીજો પ્રશ્ન ઉદ્ભવે છે. સ્ત્રી જાતિને ઈશ્વરે મૃદુ ઘડી છે. પુરુષની કઠિનતાના પ્રતિકાર રૂપે સ્ત્રીની મૃદુતા જગતમાં મૂકી છે. આ કઠિનતા અને મૃદુતાના સંમિશ્રણથી જ સંસારની રચના સુઘટીત બની છે. જો સ્ત્રીઓ પોતાનું સ્ત્રીપણું છોડી પુરૂષ જાતિનાં જડ કાર્યો સ્વીકારે તો સંસારમાંથી દૈવી અંશ ઓછો ન થઈ જાય? જો ઓછો થતો હોય તો તે ઈષ્ટ નથી જ. પણ સ્ત્રી પુરૂષનો ધંધો સ્વીકારે તેથી તેનું સ્ત્રીત્વ, તેની સ્વાભાવિક મૃદુતા જતાં રહેવાનું કાંઈ જ કારણ નથી. આપણા ગુજરાતમાં પણ ઘણી સ્ત્રીઓ શિક્ષકનો ધંધો કરે છે. તેમની તરફથી કોઈ એવી બીક રાખતું નથી. ઘણી સ્ત્રી દાક્તરો દયાનો અવતાર હોય છે. તો પછી સ્ત્રી વકીલો સ્ત્રીત્વથી વિહીત થશે એ શંકા નકામી છે. વકીલાત કરનાર સ્ત્રીએ પોતે જ સમજવું જોઇએ કે પુરૂષનો ધંધો સ્વીકારવા માટે પુરૂષની કઠિનતા અંગીકાર કરવાની બીલકુલ જરૂર નથી. અલબત્ત, ખોટી શરમ કે બીકનો ત્યાગ તો કરવો જ પડે. ઈંગ્લંડમાં ત્રીસ વર્ષ ઉપર એવી માન્યતા હતી કે યુનિવર્સિટીનું શિક્ષણ લેતી કન્યાઓએ વાળ કાપેલા રાખવા જોઇએ, મોટાં ચશ્માં પહેરવાં જોઇએ વિગેરે. પણ ધીમે ધીમે એ માન્યતા નિર્મૂળ થઈ ગઈ છે, અને હવે સર્વ કોઈ જાણે છે કે પુરૂષોની સાથે શિક્ષણ લેવા છતાં સ્ત્રીઓ પોતાની સ્વાભાવિક મૃદુતા જાળવી શકે છે.

પણ સ્વાભાવિક મૃદુતા અને નિર્બળતામાં આસમાન જમીનનો ફેર છે. પશ્ચિમના જનસમાજમાં સ્ત્રીની નિર્બળતા બતાવનારા કેટલાક હાસ્યાસ્પદ રીવાજો છે. દાખલા તરીકે સ્ત્રી ગાડીમાં ચ્હડતી ઉતરતી હોય તે વખતે પુરૂષે તેને મદદ કરવી જ જોઇએ. હાલની સફ્રેજેટો (સમાન હક માગનાર સ્ત્રીઓ) આવા રીવાજો સામે સખ્ત વિરોધ ઉઠાવે છે, અને પોતે તેને અનુસરતી નથી. તેઓ એમ કહે છે કે "અમારામાં ગાડીમાં ચ્હડવાનું સામર્થ્ય ન હોય તો પછી અમે પુરૂષો પેઠે દેશનું રાજ્ય તે શું ચલાવી શકીએ? આ અક્ષરશઃ સત્ય છે. આપણા દેશમાં તો આવા રીવાજો સુભાગ્યે નથી; અને પશ્ચિમનું અનુકરણ કરવા ખાતર કોઈ આણશે પણ નહિ જ એમ

માશા રાખીશું. છતાં સ્ત્રીની મૃદુતા, લજ્જા જાળવવાને બ્હાને તેની નિર્બળ-
ામાં વધારો કરનારા અનેક રીવાજો તો ત્યાંની પેઠે આપણા દેશમાં પણ
ે જ. આપણી સ્ત્રીઓએ સમજવું જોઇએ કે પુરૂષો આપણા સ્ત્રીત્વની
ક્ષા કરવાનો ડોળ કરી આપણું મનુષ્યત્વ કચરી નાખે છે. અને આપણને
ર્વથા તેમનાં દાસ બનાવે છે. આપણી મૃદુતાની અંદર છુપાયલી આપણી
ળ શક્તિનું તેમને ભાન કરાવી આપણે બતાવવું જોઇએ કે આપણે માત્ર
ોભાની પુતળીઓ કે કામ કરનાર દાસીઓ નથી. આપણે વકીલાત કરી
ાઇશું તો પાણી ભરવા માટે નોકર રાખીશું. પુરૂષોને તરસે મરવું નહિ પડે.

ંડન; તા૦ ૩૧-૧-૨૪. } સૌ. સરોજિની મ્હેતા. (બી.એ.)

---

# ભવિષ્યની માતાઓનું સ્થાન.

[ લખનારઃ—સૌ. સુલોચના જ. દેસાઈ. ]

યુગ બદલાય છે, જ્યાં ત્યાં પુનર્ઘટના ચાલી રહી છે. હાલ જે છે તે કરતાં વધારે સારી દુનિયા બનાવવા સૌ કોઈ ઇચ્છે છે. પોતપોતાનાં કર્તવ્યોનું ભાન થતાં તે કેમ અમલમાં મૂકવા તે સંબંધી વિચાર ચાલી રહ્યા છે. પુરુષો પોતાની શક્તિ ખીલવી પૂર્ણ-પુરુષ થવા હક્ક ધરાવે છે. માત્ર સ્ત્રીઓનેજ ભવિષ્યમાં ક્યાં સ્થાન મળશે, એમનાં કર્તવ્યો શું છે, એ માટે ઘણાં થોડાં જ વિચાર કરે છે. સ્ત્રીઓની ફરજ, ઘરડમાં પડેલી ગાડીની જે હોય તેજ માનવામાં આવે છે. જો તે પ્રાચીન ચીલો છોડી આસપાસ જોવા ડોક ઉંચી કરે તો મહા અધર્મ મનાય. કદાચ સમાજના બંધનમાંથી છુટવા માગે તો તો પૃથ્વી રસાતાળ જાય! કન્યા એ થાપણ નિર્જીવ વસ્તુ મનાતી હશે? આપણી જૂની નવલકથા શાકુન્તલ જુઓ. હેમાં મહાન્ કવિ કાલિદાસે કણ્વ જેવા મુનીને મ્હોંએ "આત્મા થયો આ મુજ જંપી, માલિકને થાપણ જેમ સોંપી" આવા શબ્દો બોલાવ્યા છે.

શામાટે પિતા પુત્રીને દાનમાં આપવાનો વિચાર કરે છે? શું ત્હેને પોતાનું જીવન પૂર્ણ ખીલવવા ઈચ્છા હોય ને સંસારમાં પડવા મરજી ન હોય તો દેશ-સેવા ખાતર સર્વસ્વ જીવન સમર્પવા હક્ક નહિ? શું તેમને માટે ફરજીઆત પરણવાનું, માતા થવાનું ને રગશીયું ગાડું મન હોય કે ન હોય તો પણ ઘસડવાનું જ નિર્માણ થયું છે? જે સાસરામાં કન્યાને જવાનું ત્યાં ન હોય ઓળખાણ, ન તેમની ઉદારતા કે ન તો પ્રેમ! ત્યાં જતી છોકરીને માબાપ જે શિખામણો આપે તે તેમને હોમમાં હોમવાનું હવી હોય તેવી જાતની નથી? ત્યાં પરાધીન દશામાં કર્તવ્યો બજાવવામાં ખામી આવે તો માબાપનો ડર ને સમાજનો ડર! શું પતિને માબાપ ફરજનું ભાન નહિ કરાવતાં હોય? આપણા સમાજમાં જે ભિન્નતાની દ્રષ્ટિએ જોવાય છે તેનું કોઈને સ્વપ્ન પણ આવે છે? હાલની બિચારી બ્હેનોનું જીવન કેવું છે તે કોઈ આંખીને જુએ છે?

ભવિષ્યમાં થનારી બ્હેનો આ નહિ ચાલવા દે! તેમનાં માબાપ

એવી બ્હેન સાથે આબરૂદાર કુટુંબની બ્હેનને બોલવામાં દૂષણ બેસે ખરું ? તેમને આશ્રમમાં-સોંપી સારે માર્ગે ચઢાવવા (વનિતા વિશ્રામ, સેવાસદન વગેરેમાં મોકલી મૂકેલાંને માંગલિક થવાનું શું ત્હેનો ભૂલી ગઈ ? કદાચ કોઈ કાયદાની શુંગાલમાં ફસી તો શું બધી સજા તેમણે જ સહન કરવી ? ભલે તે દયાનું પાત્ર બની બીજાનું હથિયાર બની છે, તે ભોળી બિચારી બીજાને પાપે ડૂબે છે, એટલું જ જગત કબુલ કરે તો બસ છે. "નારી નર્કની ખાણ" આ વાક્ય નબળા મનના માણસોનું હશે. તેમનાથી સંયમ નહિ સચવાતો હોય માટે (નારીજાત) તે ખરાબ. ગામ બહાર ઉકરડો હોય, તો ત્યાં જનાર કેમ અભડાય નહિ ? હાલ જેમ દરેક ધંધાવાળા પોતાના 'ટ્રેડમાર્ક' રાખે છે તેમ દરેક નર્કની ખાણવાળી કેમ ન રાખે ? કેટલાક સાધુ બાવાઓ દ્વારકાંની યાત્રાએથી પાછા ફરતાં હાથ પર છાપ મરાવે છે, તેવું જો તેઓ રાખે તો એ યાત્રાળુને પાછાં ફરતાં હાથનાં કાંડાથી તે કોણી સુધીમાં ગમે ત્યાં તે છાપ મારે તો ત્હેને કેટલા ઘરોની યાત્રા થઈ છે તે અન્ય મનુષ્યો જાણી શકે. એવા બગલાભગતોથી ચેતીને ચાલે, તો ભવિષ્યમાં કેટલાક રોગો થતા અટકે. અરેબિયન નાઈટ્સમાં એક સ્ત્રીને ૧૦૦ (સો) વીંટી પહેરાવેલી વાંચી છે; તો આમાં ખર્ચ પણ ઓછો ને ફાયદો ઘણો ! વિધવા એ સમાજનું પવિત્ર અંગ છે. તેને દેશ, કુટુંબ કે સમાજ એ બધું સમાન જ છે. એક ન્હાના કુટુંબમાં ત્હેનું નિર્માણ નથી; પણ પ્રભુએ ત્હેને વધારે વિશાળ ક્ષેત્રમાં સેવા માટે નીમી છે. ત્હેમો મહામંત્ર તે ત્યાગ ! શું સાચી સેવા જગતમાં દેખાય છે ? સૌ પોતપોતાના શ્રેય માટે તાકે છે. માત્ર વિધવાને જ સેવો સ્વાર્થ ન હોવો જોઇએ. ત્હેનું જીવન તો માત્ર જગતના કલ્યાણાર્થે છે.

સમાજનો સડો કેમ દૂર થાય ? માતપિતાને બાળક ઉછેરવામાં બનતી મદદ કરવી. બાળલગ્નથી થતી ખરાબી અટકાવવી. કન્યાવિક્રયનો પોકાર ધ્યાનમાં લેવો, આરોગ્ય સાચવવાના ઉપદેશ: આ બધાંની ખાસ અગત્ય છે. વિધુર પણ દેશને ઉપયોગી છે. સોંઘી મજુરણ તે સ્ત્રી ! આવી આપણા સમાજની માન્યતા છે. રોટલા ઘડવા, બાળક જણવાં, એ ઉપરાંત અન્ય ફરજોનું જ્ઞાન જોઇએ. મ્યુનિસિપાલિટિમાં જનાર સ્ત્રી માત્ર મોટાઇ માટે ન જાય, પણ મારું ફળીયું ત્યે હું ચોકખુ રાખતી હોઉં, તો બીજાને રાખવા ઉપદેશ કરું. જે કામ કેટલાક પુરુષ ન કરી શક્યા તે સ્ત્રી કરશે. કેમકે દુઃખ સહન કરી તે રીઢી ને સખ્ત થઈ છે. ત્હેને પોતાની બ્હેનો માટે દુઃખ નથી પરંતુ એજ બતાવી આપે છે કે તે કેવી કરુણ હૈયાની છે. પણ જેના હૃદય વલોવાયાં છે, તેમાંથી આ દુઃખ દૂર કરવા માટે તત્પર થશે.

આજથી સ્ત્રીનું સ્થાન ક્યાં છે તે નક્કી કરવા ઉપરના સંવાલો ખૂબ ચર્ચશે. સમાજનાં શિથિલ બંધનો તોડી પુનર્ઘટના રચવામાં ભાગ લેશે. નવીન આવનાર માટે કાંટા ભરેલા પથ, વાળીને સાફ કરી રાખશે. પોતે કાંટા ખમી, લોકનિંદા સહી પોતાની બ્હેનોની સ્થિતિ સુધારવા તત્પર થશે. ઉઠ! જાગૃત થા! અને ત્હારો ઉદ્ધાર કર! આ હંમેશ યાદ રાખી, નિરાશારૂપી સાગરમાં બીજી ડૂબવાની તૈયારી કરતી બ્હેનોને બ્હાર કાઢનાર બ્હેનો આગળ આવશે, તો દેશમાં સંપ જંપ-લક્ષ્મી ને આબાદી વધશે. પ્રભુ! સૌને ઘેર એ આદ્યશક્તિ પોતાનું ખરૂં સ્વરૂપજ સમજે, અસુરોને સંહારવાનું ત્હેનામાં બળ છે, તે ભાન ત્હેમને થાય, અને જગતને તારવાનું કર્તવ્ય સમજે. કેમકે તેજ પ્રેરક શક્તિ સ્ત્રી છે.

---

# સ્ત્રીઓનું સાહિત્ય-જીવન

(લેખકઃ—રા. રા. રતિપતિરામ ઉ૦ પંડયા, બી. એ.)

ગુજરાતનાં સ્ત્રીવર્ગના સદ્‌ભાગ્યે સુંદરી સુબોધ નામનું માસિક બાહોશ અને સંસ્કારી તંત્રીને હાથે ઘણાં વર્ષ સુધી ચાલ્યું. સુંદરી સુબોધમાં સ્ત્રીઓને લેખો અને કાવ્યો લખવાનો અભ્યાસ પાડવાનું શીખવવામાં આવ્યું. આને લીધે ઘણી સ્ત્રી-લેખકો પ્રખ્યાતિમાં આવી; કેટલાંક ઢંકાયેલાં સ્ત્રી-રત્નોની પરીક્ષા થઈ, અને અત્યારે પુરૂષ લેખકો અને વાંચકોના પ્રમાણમાં સ્ત્રી-લેખકો અને વાંચકોની સંખ્યા સંતોષકારક ઠીક જણાય છે.

સુંદરી સુબોધની ગ્રહદશા બદલાઈ. તેનું કાર્યક્ષેત્ર અસ્તવ્યસ્ત થઈ ગયું, એજ અરસામાં ગુજરાતી સ્ત્રીવર્ગના સદ્‌ભાગ્યે સ્ત્રીબોધ માસિક ગુજરાતમાં દૃષ્ટિએ પડવા માંડયું. તેનાં તંત્ર બદલાયાં. જુની પુરાણી અણુલિકા ત્યજી દઇ તેણે નવો વેષ ધારણ કર્યો. સ્ત્રીઓની જરૂરીઆતો સમજી જઈ તેણે નવા કાર્યવાહકો શોધ્યા; અને નવે હાથે નવું તંત્ર ચલાવવામાં સ્ત્રીબોધે અત્યાર સુધી અખંડિત સફળતા મેળવી.

મનુષ્ય માત્રને માનસિક આનંદની જરૂર છે. માનસિક આનંદ સાહિત્ય-દ્વારા જેટલો મેળવાય છે, તેટલો બીજી રીતે ભાગ્યે મેળવાતો હશે. જેઓ એમ માને છે કે "સ્ત્રીઓ ઐહિક સુખને માટેજ નિર્માણ થયેલી છે," એઓ એકજ દૃષ્ટિએ સ્ત્રીજીવનનો વિચાર કરતા લાગે છે. સ્ત્રીઓથી ઐહિક સુખ મળે છે, તે વાત તો તદ્દન સ્પષ્ટ છે, પણ માનસિક આનંદ આપવામાં સ્ત્રીઓ સાધનભૂત બની શકે કે કેમ, અને બને તો કેવી રીતે? તે વિશે વિચાર કરવો ઘણો જરૂરનો છે.

પુરૂષને સુખ દુઃખમાં સ્ત્રી જેવો બીજો કોઈ મીઠો સાથી મળી શકેજ નહીં, એ નિર્વિવાદ છે. સુખ ભોગવવામાં જેમ સ્ત્રીની આવસ્યકતા હોય

છે, તેમ દુઃખ રહેવામાં પણ મીઠાં કોમળ વચનો, અને તેનો વ્હાલસોયો સ્વભાવ પણ અગત્યનાં છે. સ્ત્રી પુરૂષની બેલડી ઇશ્વરે કાંક એવી ઘડી છે, કે અરસપરસ એકમેકની જરૂર પડયાંજ કરે છે. જંગલીમાં જંગલી જાતથી માંડીને સંસ્કૃત જાતિનાં સ્ત્રીપુરૂષો એકમેકની ખોટ પૂરે છે. ફેર માત્ર એટલોજ રહે છે, કે જંગલી જાતિમાં આચાર અને વિચાર શુષ્ક, ભારે અને નિસ્પૃહી હોય છે, જ્યારે સંસ્કૃત જાતિમાં આચાર વિચાર રસિક, નિર્મળ અને સ્નેહપૂર્ણ હોય છે.

સ્ત્રીપુરૂષનાં જીવનનો એક રસ આમ થોડા વધતા અંશોમાં બધે જોવામાં આવે છે, ત્યારે સ્ત્રીઓનું સાહિત્યજીવન પુરૂષોને કેટલું ઉપયોગી થઈ પડે તેનો વિચાર કરીએ. આહારશુદ્ધિના નિયમમાં હું દઢ શ્રદ્ધાવાળો છું. તેથી જ્યારે જ્યારે મારે સ્વયંપાક કરવાનો પ્રસંગ આવે, ત્યારે ત્યારે હું પારકાની સહાય ન લેતાં મારે હાથેજ બનાવી લઉં છું. આમાં મેં જોયું છે કે તેમાં સ્વતંત્રતા અને પરિપક્વતા જેટલી સચવાય છે, તેટલી પરહસ્તે થયેલી રસોઇમાં સચવાતી નથી. મારી આવી માન્યતાને વિધિએ સખતમાં સખત કસોટીએ મૂકી છે, અને દ્રવ્યોપાર્જનાર્થે સખતમાં સખત નોકરી કરવાની હોવા છતાં હું આ કસોટીમાંથી અત્યાર સુધી તો પાર ઉતર્યો છું. સતત ૭ માસ સુધી સ્વયંપાકનો સમય પ્રાપ્ત થતાં મને જણાયું છે કે સ્ત્રીઓને જો સ્વયંપાક આદિ એકલા ગૃહકાર્યમાંજ રોકવામાં આવે તો તેમના જીવનમાં ઉચ્ચભાવના અને સંસ્કૃતિ ક્ષીણ થતાં જાય છે. તેમની માનસિક સ્થિતિ શાક વધારવામાં કે ન્યાત જાતની અમુક રૂઢીઓ પાળવામાંજ બંધાઇ જાય છે. ઉચ્ચભાવના અને સંસ્કૃતિની ક્ષીણતા થયા પછી તેમનામાંથી રસિકત્વ નાશ પામવા લાગે છે. જીવનમાં પ્રાણવાયુ જેવું અગત્યનું સ્થાન ભોગવે છે, તેવુંજ રસિકત્વ એ સ્ત્રીજીવનનો પ્રાણવાયુ છે. અરસિક સ્ત્રીજીવન પશુજીવનથી કોઇ રીતે ઉતરતું નથી. સંસારની અસારતાનું ભાન કરાવનાર સ્ત્રીનું આસ્તિક જીવન છે. ઉચ્ચભાવના, સંસ્કૃતિ અને રસિકતા પોષવાને સ્ત્રીએ સાહિત્ય-જીવન ગાળવું જ જોઇએ.

સાહિત્ય-જીવન ગાળવાને સારાં પુસ્તકોનું વાચન જરૂરનું હોવા ઉપરાંત પુસ્તકોના વિચારોને પચાવવાનું અગત્યનું છે. લેખક પિતા સમાન છે, કારણ તે પોતાની બુદ્ધિદ્વારા લેખ ઉત્પન્ન કરે છે, પણ તે લેખનો ભોક્તા -પતિ-તો તેજ છે કે જે લેખનો રસ સમજી તેમાં મઝા માણી શકે છે. સરસ્વતીચંદ્ર જેવું ઉત્તમ પુસ્તક રચનાર સ્વ. ગોવર્ધનરામભાઈ તે પુસ્તકના

પિતા સમાન છે, પણ તે પુસ્તકમાં રહેલા રસનું પાન કરનાર વાચક એનો ખરેખરો ભોક્તા કહી શકાય. સાહિત્યમાં ઉત્તમ પુસ્તકોના ભોક્તા થવું એ પણ લેખક થવા જેટલુંજ અગત્યનું અને મુશ્કેલ છે. ગૃહકાર્ય ઉપરાંત સ્ત્રીઓ આવું જીવન સ્હેજે ગાળી શકે.

સ્ત્રીજીવન એકલા ગૃહકાર્યમાંજ સમાપ્ત થતું નથી. સામાજીક બંધારણ સાચવવામાં સ્ત્રીઓનું સાહિત્ય-જીવન આવશ્યક અંગ છે. સામાજીક બંધારણ ખીલવવામાં સ્ત્રીઓનું સાહિત્ય-જીવન આવશ્યક અંગ છે. સામાજીક બંધારણ સાચવનાર સ્ત્રી-જીવન ગામડાંઓમાં અને વનવગડે જોઇએ તેટલાં મળી આવશે, પણ ગ્રામ્યસ્ત્રી-જીવન સાહિત્ય-સમૃદ્ધ ન હોવાથીજ તોછડું, શુષ્ક અને અસંસ્કૃત લાગે છે. ગામડાંનાં સ્ત્રી-જીવન અને શહેરી સ્ત્રી-જીવન એ બંને વચ્ચે જે અસમાનતા જોવામાં આવે છે, તેનું કારણ સાહિત્ય જીવનને અવલંબી રહેલી સંસ્કૃતિ શહેરી સ્ત્રી-જીવનમાં પ્રાધાન્ય ભોગવે છે. ગામડાંની સ્ત્રીઓ તેમજ શહેરી સ્ત્રીઓમાં જો કે સ્ત્રીત્વ એક સરખુંજ છે, છતાં બંને જીવન વચ્ચે આસમાન જમીનનો ભેદ જણાય છે. ગ્રામ્ય-સ્ત્રી-જીવન જોવાથીજ સ્ત્રીઓના સાહિત્ય-જીવનની આવશ્યકતા સમજાય છે.

કેવળ પુસ્તકો વાંચવાથી સાહિત્ય-જીવન સમાપ્ત થતું નથી. જીવનના દરેકે દરેક વ્યવહારમાં સાહિત્ય-જીવન ઉપયોગી થઈ પડે છે. સંસારમાં દુઃખ સુખના પ્રસંગો સ્ત્રીઓ તેમજ પુરૂષોને વારેવારે આવે છે; સંસારમાં વ્યવહાર સાચવવામાં ઘણાં સ્ત્રીપુરૂષો મુંઝાઈ જાય છે; સંસારના પંથે પ્રયાણ કરનારાં ઘણાંયે દંપતીઓ વિખવાદથી તથા અરસપરસ ગેરસમજથી ક્લેશ-મય જીવન ગાળતાં હશે; આ બધા પ્રસંગે પુરૂષના સાહિત્ય-જીવન કરતાં સ્ત્રીનું સાહિત્ય-જીવન બળવત્તર બને છે; અને ક્લેશમય પ્રસંગોને ધીરજથી સંકેલી લે છે. પુરૂષનું સાહિત્ય-જીવન પુસ્તકીયુંજ મોટે ભાગે હોય છે, પણ સ્ત્રીઓનું સાહિત્ય-જીવન તદ્દન વ્યવહારૂ થઈ શકે છે. પુરૂષ આદર્શોના કિલ્લાઓ બાંધે છે; પણ સ્ત્રી વ્યવહારૂ મઢુલીઓ બનાવે છે. પુરૂષના આદર્શોમાં અસંતોષ અને અસહિષ્ણુતા પ્રત્યક્ષ થાય છે, પણ સ્ત્રીનાં વ્યવહારૂ કાર્યોમાં શાન્તિ, ધીરજ, અને મીઠાશ દેખાય છે.

સાચું સ્ત્રી-જીવન સાહિત્ય-જીવનથી ભિન્ન રહી શકતુંજ નથી. ન્હાનાં બાળકોની માવજત, વૃદ્ધ વડીલોની સેવા, પતિપરાયણતા, અને ઘરરખુ સ્વભાવ એ સ્ત્રીજીવનના પ્રાણવાયુ સમાન છે, તેજ સ્ત્રીઓના સાહિત્ય-જીવનના વ્યવહારૂ સ્વરૂપની ખીલવણી કરવી એટલે સ્ત્રીઓના સાહિત્ય-

જીવનને ખીલવવું, અને પુસ્તકીઆ સાહિત્ય–જીવન કરતાં સ્ત્રીઓનું આવું સાહિત્ય–જીવન હજાર દરજ્જે શ્રેષ્ઠ, સરળ અને સરસ હોય છે.

આજકાલ સ્ત્રીઓનાં સાહિત્ય–જીવન કલંકિત થતાં જોય છે. ન્હાનાં બાળકોની માવજત કરવામાં સ્ત્રી–જીવન કદાચ નિપુણતા ધરાવતું હોય, પણ વૃદ્ધવડીલોની તરફ સેવા–વૃત્તિ શિથિલ થતી ઘણે સ્થળે દૃષ્ટિગોચર થાય છે. પાશ્ચાત્ય પ્રજાના સંસ્કારે આપણા જીવનમાં એવી તો ઊંડી અને સચોટ અસર કરી છે કે સ્વાતંત્ર્યને નામે સ્વચ્છંદતાનો પટ આપણા જીવનને લાગ્યો છે. સ્વતંત્રતાના કે સ્વચ્છંદતાના પાઠ શીખવાને આપણે વલખાં માર્યાં હોય તેવું કાંઈ નથી, પણ પાશ્ચાત્ય પ્રજાના સંસર્ગદોષને લીધે આપણાં જીવન આવા દોષના ભોગ થઈ પડયાં છે.

પ્રાચીન આર્ય સ્ત્રી–જીવન સ્વતંત્ર હતું; સ્વચ્છંદી નહોતું; સ્વચ્છંદતાની ભાવના આર્યત્વથી નદ્દન વિરૂદ્ધ જ છે. સ્વચ્છંદી જીવન અણગમો ઉત્પન્ન કરનારૂં લાગે છે, પણ સ્વતંત્ર જીવન વ્હાલસોયું અને આનંદ ઉત્પન્ન કરનારૂં હોય છે. સ્વચ્છંદતાનો નાશ કરવા અને સાચા સ્વતંત્ર જીવનની જ્યોતિ પ્રકટાવવા દરેક સ્ત્રી પુરૂષે સાચા પ્રયાસો ખંતથી કરવા જ જોઇએ. એ વિના આર્ય–જીવનની મહત્તા સ્હમજાવી મુશ્કેલ છે. અને જ્યાં સુધી આર્ય–જીવન ન સ્હમજાય, ત્યાં સુધી સ્ત્રીઓનું સાહિત્ય–જીવન સ્હમજાય તેમ નથી.

બ્હેનો, અંતમાં એટલું જ કે સાહિત્ય–જીવન એ પુરૂષોનો જ ઇજારો છે, એવી માન્યતાને હંમેશને માટે તિલાંજલી આપજો. પુરૂષોનું સાહિત્ય–જીવન પુસ્તકોનાં વાંચનમાં જ વીરમતું હશે, તો તમારૂં સાહિત્ય–જીવન સંસારના પુસ્તકનાં પાનાંઓમાં ખીલતું હશે. પુરૂષોના આદર્શો કરતાં તમારા અનુભવી વ્યવહાર–સંસારમાં સરલતા આણી શકે છે. સંસારમાં શાન્તિ, મીઠાશ અને સાર બતાવનાર તમારાં જીવન છે. પણ સાથે એટલુંયે ન વિસરશો કે સ્વતંત્રતા તમારા જીવનને વિકસાવનાર છે, જ્યારે સ્વચ્છંદતા તમારા જીવનને કરમાવી નાંખશે. બંનેને પારખી કાઢવાં, અને સ્વતંત્રતાનો સ્વીકાર કરી સ્વચ્છંદતાને દૂર કરવી, એમાં જ તમારી બુદ્ધિની કસોટી સમાઈ છે. સ્ત્રીબોધ માસિકનાં સ્ત્રીવાંચકો સ્ત્રીબોધની સાર્થકતા ત્યારે જ સાધી શકે કે જ્યારે તેઓ પોતાનાં સાહિત્ય–જીવનને સ્વચ્છંદતાથી નિષ્કલંક રાખી નિર્મળ, સ્વતંત્ર અને પ્રેમભર્યાં બનાવે!




[ લખનાર:—રા. રા. ધીરજ. ]

બહુજ ગાઢ પરિચય હોવાને લીધે આ વિષય ધ્યાનમાં આવતો નથી; પરંતુ જો આપણે બાળક કે માતા પિતાની દૃષ્ટિથી જોઈએ તો આ વિષયનું મહત્વ કોઈ રીતે ઓછું પ્રતીત થતું નથી. સર્વ સાધારણની ઘણું કરીને એવી સમજ હોય છે કે જે અવસ્થા આપણે વ્યતીત કરી છે, તે ઉપર લખવાની આવશ્યકતા શી છે? જો પોતાના મનમાં પ્રત્યેક મનુષ્ય આ વાતનો વિચાર કરે તો પણ હાનિ નથી. વિવાહ પહેલાં યુવક અને યુવતીને આ વિષયમાં જે કાંઈક શિક્ષણ મળે છે, તે બહુધા અજ્ઞાન જનો તરફથી મળે છે. જિંદગીની સુધારણામે માટે એ વાતની એટલી જરૂર છે કે તે તરફ ઉપેક્ષા રાખવી એ બહુ હાનિકર્ત્તા છે. જેને સમુદ્ર શું ચીજ છે તેની પણ ખબર નથી તેને સ્ટીમરનો કમાન બનાવીને મહાસાગરમાં ધકેલવામાં આવે તો શું થાય? જે મનુષ્યને સંતાન શું ચીજ છે, તેનું લાલન-પાલન શી રીતે કરવું જોઈએ, તેમજ તેનાં આચરણ કેવાં ઘડવાં જોઈએ તેનું જ્ઞાન નથી, તે મનુષ્યને સંસારમાં ધકેલી દેવામાં આવે તો તે અણઘડ કમાન જેવી દશાને પામે છે. પુરુષોમાં એક એવી શ્રેણીવાળા છે કે જન્મભર બ્રહ્મચારી રહેવાના પક્ષપાતી છે, તેમને માટે સ્ત્રીઓ બનાવવામાં પરમેશ્વરે મોટી ભૂલ કરી છે. તેઓ માતૃત્વ અને પિતૃત્વ કરતાં બ્રહ્મચર્યને અધિક માન આપે છે; પણ જો માતૃત્વ અને પિતૃત્વ સાથે બ્રહ્મચર્ય પણ હોય તો તેની બરાબરી કોઈ કરી શકતું નથી. જે પુરુષના ભાગ્યમાં પિતા બનવાનું અને જે સ્ત્રીના કિસ્મતમાં માતા બનવાનું ન લખ્યું હોય તે પોતાના જન્મને વ્યર્થ સમજે છે, આ બીજી શ્રેણીનાં દંપતી છે. જે આંબા ઉપર ફળો ન હોય તે બીજા આંબા કરતાં શું સુન્દર દેખાશે? સ્ત્રી માતા બનીને અને પુરુષ પિતા બનીને કેવળ સંસારનું કર્તવ્ય પુરૂં કરે છે એમ નથી; કિન્તુ પરમાત્માની નિકટ પહોંચવાનો માર્ગ તે સાફ કરે છે. સંતાન ઉત્પન્ન કરીને તેઓ ભવિષ્યનો સેતુ-પૂલ તૈયાર કરે છે. મનુષ્ય પ્રાણી પરાપૂર્વથી એવા સેતુ ઉપર થઈને આવે છે તથા જાય છે. સંતાનમાં માતાપિતાના

ગુણ, માનસિક તથા નૈતિક આચરણ અને અવગુણ ભરેલા હોય છે અને તેના ઉપર ભવિષ્યની પેઢીઓની ક્ષય–વૃદ્ધિ અવલંબિત છે. લાખો વર્ષોથી આ પ્રમાણે મનુષ્યના ગુણાવગુણ એકમાંથી બીજામાં ઉતરતા ચાલ્યા આવેછે.

નીચી શ્રેણીવાળાં પ્રાણીઓમાં વંશવૃદ્ધિ વિશેષ પ્રમાણમાં થાય છે, પણ તેમાં માતા પિતા અને સંતાનનો સંબંધ થોડો સમય રહે છે. એ ઉપરથી પ્રકૃતિનો એવો ઉદ્દેશ માલમ પડે છે કે તેમનો પ્રવાહ એ પ્રમાણે જ ચાલ્યો જવો જોઇએ. એ જાતિનાં માતપિતામાં પ્રેમ પણ હોતો નથી. કેવળ એ જાતિઓનાં પ્રાણીઓનું અસ્તિત્વ ચાલ્યા કરે છે. સાંપ, વિંછી, ખીસકોલી વગેરે પ્રાણીઓમાં સ્નેહસંબંધ હોતો નથી; કિન્તુ જેમ જેમ શ્રેણીવાળાં પ્રાણીઓ તરફ જોઇએ છીએ, તેમ તેમ પ્રેમની વૃદ્ધિ જણાતી જાય છે; અને તેના કરતાં પશુઓમાં વધારે સ્નેહ જણાય છે. મનુષ્યોમાં તેથી વધારે પ્રેમ હોય છે. માતાના ગર્ભમાં નવ માસ રહવા છતાં મનુષ્યનું બાળક એટલું કમજોર હોય છે કે અન્ય પ્રાણીઓનાં સંતાન તેનાથી સબળ હોય છે. મનુષ્ય પ્રાણીમાં માતાપિતાનો પ્રેમ એક પ્રકારનું બંધન બની જાય છે, એ બંધનને લીધેજ સંસારમાં ઘર બને છે. વરસોનાં વરસો વીતવા છતાં માતાપિતાનો સંતાન ઉપરનો પ્રેમ કમી થતો નથી, ઉલટું તેનાવડે માતા પિતાનું પોતાનું બંધન અધિકતર દૃઢ થાય છે. સંતાન પ્રતિ માતાપિતાનો પ્રેમ જ સંસારમાં કુટુંબની ઉત્પત્તિનું સ્થાન છે. એ પ્રેમથી જ મનુષ્યનો પરિવાર વધે છે. સંતાનથી મનુષ્યને જે ફાયદા થાય છે તેમાં તે પહેલો છે. સંતાનથી માતા પિતાને એક બીજો પણ ફાયદો થાય છે. મનુષ્ય પોતાના બાળકમાં રહેલા બાળપણનો અનુભવ લે છે, એ પણ લાભ છે. બાળકની ક્રિડા, કાલાઘેલા શબ્દો, વિવિધ રમતો વગેરે જોઇને ઉદાસ માણસને પણ ઘડીવાર આનંદ થાય છે. તેને પોતાનું બચપણ નજર આગળ તર્યા કરે છે. અવસ્થાની વૃદ્ધિ થતાં આ સર્વ વાતો રૂક્ષ અને નિરાનંદ લાગે છે.

મૃત્યુ પછી આ સંસારમાં બાળકો દ્વારા મનુષ્ય જીવતો રહે છે. સંતાન વિનાના માણસને પોતાનું જીવિત સારૂં લાગતું નથી. જો એકાદ પુત્ર કે પુત્રી હોય તો નિરાશા થતી નથી. માતાપિતાને પોતાનાં બાળકોમાં એક અપૂર્વ સુંદરતા દેખાય છે. તેના અવ્યક્ત–અસ્પષ્ટ કાલા શબ્દો સુંદર કવિતા સમાન આનંદ આપે છે. એવા આનંદને લીધે સંસાર મીઠો લાગે છે. જેને વૃદ્ધત્વ આવ્યું છે અને સંસારમાં એક પણ સંતાન નથી, તેને આ જગત્ કેટલું દુઃખદાયક લાગતું હશે, તેની કલ્પના સુખી–સર્વ રીતે સુખી માણસોને આવવી કઠીન છે.

માતા પિતા થવાની જવાબદારી પોતાને શિરે લેવાં પહેલાં સ્ત્રી અને

પુરુષોએ પોતાનાં શરીર, મન તથા આત્માને કેળવણી આપવી જોઇએ. જે ચીજ માતા પિતાના અંગમાં ન હોય, તે તેઓ બાળકને આપી શકતાં નથી, માટે સંતાન પેદા કરતાં પહેલાં માતાપિતાએ પોતાની તમામ પ્રકારની અપૂર્ણતા કમી કરવી જોઇએ. જેમનામાં અપૂર્ણતા હોય છે, તેઓ જો સંતાન પેદા કરે તો કુદરત સામે તે ભારી અપરાધ કરે છે! બાળક ઉત્પન્ન થયા પછી તેની દેખરેખ સારી રીતે રાખવી જોઇએ. કેટલાંક માબાપો બાળકો ઉપર પ્રેમ કરે છે, પરન્તુ તેમને કેળવી શકતાં નથી. બાળકો સદ્ગુણી થાય, તેમની શારીરિક સ્થિતિ સુદૃઢ બને અને તેમનામાં દેશપ્રેમ પ્રેરાય, તેવી યોજના યોજાવી જોઇએ. સ્વાર્થને વશ થઈ માબાપોએ બેપરવાઈ રાખવી એ ભારી અન્યાય છે. બાળક જેમ જેમ મોટું થતું જાય તેમ તેમ તેને ઘટિત શિક્ષણ દેવું આવશ્યક છે. દેખાદેખીથી કામ કરવાનું વલણ બાળકોમાં વધારે હોય છે. અનુકરણશક્તિ તેમનામાં પ્રબળ હોય છે, માટે એટલું ધ્યાનમાં રાખવાની જરૂર છે કે બાળકોની આસપાસનું વાતાવરણ બહુ પવિત્ર રાખવું જોઇએ. નાનામાં નાની ભૂલનું ભવિષ્યમાં મોટું ભયંકર પરિણામ આવે છે, એ માતાપિતાએ લક્ષમાં લેવું જરૂરનું છે.

એવાં સેંકડો માતાપિતા છે કે જે પોતાનાં સંતાનને કોઈ પ્રકારનું ધાર્મિક શિક્ષણ આપતાં નથી. મનુષ્ય ઉપર ધર્મનું સદૈવ પરિણામ થાય છે અને થશે; માટે એટલું ખાસ સ્મરણમાં રાખવું કે જો માબાપ પોતે ધર્મની પસંદગી કરી બાળકને શિક્ષણ નહિં આપે તો સંભવ છે કે જે ધર્મને તે ઘૃણાની નજરે જુએ છે, તેને તેનાં સંતાન ધારણ કરી લેશે! પિતા મૂર્તિપૂજક અને પુત્ર આર્યસમાજી અનુભવ્યા છે. બીજી તરફ પિતા આર્યસમાજી અને પુત્ર મૂર્તિપૂજક પણ જોયા છે! પોતાના ધર્મનું શિક્ષણ સંતાનને નહિ આપવાનું જ એ પરિણામ છે! માટે બાળકને ધાર્મિક શિક્ષણ આપવું જોઇએ, તેને કર્તવ્યનું ભાન કરાવવું જોઇએ. સત્ય તરફ સહાનુભૂતિ અને પૂર્ણશ્રદ્ધા ઉત્પન્ન કરાવવી જોઇએ. તેને સદૈવ એવું શિક્ષણ આપવું જોઇએ કે જેથી તેના હૃદયમાં પ્રેમ, સ્વદેશવાત્સલ્ય, વિવેક, સમતા, ઉદારતા અને પવિત્રતા પ્રકટે.

બાળકનું જીવન બગાડવું કે સુધારવું એ માતા પિતાના હાથમાં છે. જે માતાપિતાનું મન પોતાને વશ હશે નહિ, અને જે પોતાના હઠ, ક્રોધ અને અભિમાનથી કામ લેશે, તેનાં સંતાનમાં એ સર્વ અવગુણ આવ્યા વિના રહેશે નહિ. માબાપના હાથમાં જે અધિકાર છે, તેનો તેણે સવળે માર્ગે ઉપયોગ કરવો જોઇએ. તેનાથી બની શકે તેટલું તેમનું શ્રેય કરવું જોઇએ.

બહુધા માબાપ એ ભૂલી જાય છે કે સંતાનની સર્વ જવાબદારી તેને જ શીરે છે. બાળકના સંબંધમાં કલ્યાણ ભાવનાનો વિચાર કરતાં બાળકના હિતને મુખ્ય રાખવું જોઇએ. બાળકના અપરાધો ઘણીવાર ઉપેક્ષા કરવા લાયક હોય છે, તો ઘણીવાર ખાસ શિક્ષા કરવા જેવા પણ હોય છે. શિક્ષા કરવા કરતાં શિક્ષાની બીતિ બહુ સારૂં પરિણામ લાવે છે. હાલમાં તો બહુધા માબાપ તરીકેની ફરજો સમજ્યા પહેલાં માબાપ થવાના પ્રસંગો હિન્દુસંસારમાં ઉપલબ્ધ થાય છે, અને તેથી બાળશિક્ષણ ઉપર ધ્યાન આપી શકાતું નથી. બાળકોમાં હાલ કેટલેક ઠેકાણે ઉચ્છૃંખલતા, અવિવેકતા, ઉદ્ધતતા, અવિનયતા વગેરે માલમ પડે છે તેનો દોષ તેમનાં માબાપો ઉપરજ આવે છે ! કેટલાંક માબાપો બાળકોને લાડ લડાવી દુર્ગુણી બનાવે છે, પણ તેમણે જાણવું જોઇએ કે **लालयेत् पंच वर्षाणि, दशवर्षाणि ताडयेत् ॥ प्राप्तेतु षोडशे वर्षे पुत्रमित्रवदाचरेत् ॥** ( પાંચ વર્ષ સુધી લાડ લડાવવાં, પછી દશ વર્ષસુધી શિક્ષા કરવી અને સોળ વર્ષ થાય ત્યારથી પુત્રને મિત્ર પ્રમાણે ગણવો.) મનોવિકારને વશ થઈ માબાપોએ બાળકને એક સામાન્ય ચીજ ગણી તે તરફ તેવા પ્રકારનું વર્તન ચલાવવું એ કેટલો અન્યાય? બાળકો મોટાં થાય છે તોપણ કેટલાંક માબાપો તેમને સ્વાધીનતા આપતાં નથી. બાળપણથી મોટી અવસ્થા સુધી તેનાં વડિલો તેમને એકજ દશામાં રાખવાનું ઇચ્છે છે. એનું પરિણામ પ્રેમની વિરૂદ્ધ આવે છે. પિતા-પુત્ર લડે છે. અને ગૃહસંસાર કલહનું સ્થાન બને છે.

અજ્ઞાન બાળકોને તદ્દન સ્વતંત્ર બનવા દેવાં એ પણ ઇચ્છવા યોગ્ય નથી. અંકુશની આવશ્યકતા પરિમિત પ્રમાણમાં સર્વને માટે આવશ્યક છે. નિરંકુશતાનું પરિણામ તો સારૂં ન જ આવે. બાળકનો સ્વભાવ અને તેની શક્તિનો યોગ્ય વિચાર કરી તેને યોગ્ય વિષયનું શિક્ષણ આપવું જોઈએ. માતાપિતાએ એ વાત ધ્યાનમાં રાખવી જોઈએ, કે બાળકોનું જીવન વ્યર્થ ન જાય અને તે ભવિષ્યમાં સુખી થાય તેવી તજવીજ કરવી જોઈએ. તેમનામાં સ્વાભિમાન જાગૃત થાય એવી શક્તિ વધારવી જોઈએ. વિશેષમાં તેમનાં સ્વજાતિપ્રેમ, સ્વદેશવત્સલતા વિકસાવવાં એ માબાપનું બાળક પ્રતિનું પરમ કર્તવ્ય છે. પ્રથમ માબાપે પોતાની યોગ્યતા વધારવી અને પછી સંતાનમાં સદ્ગુણનાં બીજ રોપવાં. મા, બાપ અને બાળકની ઉન્નતિ ઉપરજ રાષ્ટ્રની ઉન્નતિનો આધાર છે. સમાજની ઉન્નતિ એ રાષ્ટ્રોન્નતિનું પ્રથમ પગથીયું છે. જ્યારે સમાજપ્રગતિ, સાંસારિક સંસ્કૃતિ આગળ વધશે ત્યારે દેશોદય સત્વર થશે. પ્રભો, હિન્દને એ રૂડો દિન સત્વર દેખાડો.

---




[ લખનારઃ—સ્વ. મણિશંકર રત્નજી ભટ્ટ. ]

[ સ્થળઃ—આનંદપુરની સીમાપરની વાડી નજીકનો પ્રદેશ. મધ્ય રાત્રે ગુરુ ગોવિંદસિંહ ત્યાગીનાં પોશાકમાં પ્રવેશ કરે છે. ]

ગુરૂ— અકલ કરણી સકલ શી, જગપતિ;
ગમ ન પડે કશામાં જરાએ ધરાએ!
શા બલિદાન આ થયા:
હા! ઇહ લોકથી ગયા:
ના કંઇ બાલની દયા:
કારણ હેતુઓ ક્યા?
ગરીબ વનિતા વલવલે!
હૃદય વિધુરાં દવ મહીં જલે!
નયન સરતાં સધીર ઝરતાં:
સફલજંપ્રભુની કૃતિ પણ ન મતિ
કરતી ગતિ: ઉલટ જતી!

ખેર! આ સંન્યાસી મહારાજે મને એવો સંદેશો મોકલ્યો છે કે મારે મધ્ય રાત્રે એક પણ અનુચર વગર ત્યાગીના પોશાકમાં તેને મળવા આવવું. ત્યાગીનો પોશાક છે, એટલે ખંજર કે છરી સાથે નથી. મને ઘણું

* એવી દંતકથા છે, કે અનોપકુંવર નામે લાહોરની કોઈ ધનાઢ્ય ખત્રાણી પ્રખ્યાત શીખ ગુરુ ગોવિંદસિંહ ઉપર પ્યારમાં પડી હતી. ગુરુને પોતાના તરફ વાળવાને બીજો કશો ઉપાય ન સુઝવાથી તેણે સંન્યાસીનો વેશ લીધેલો; અને એવી વાત ચલાવેલી, કે પોતાના ઉપર દેવી પ્રસન્ન છે, અને દર્શન આપે છે. ગુરુને કાને એ વાત જતાં તેણે મળવાનું પુછાવેલું; અને અમુક સ્થળે મધ્ય રાત્રે એકલા આવવાની તેને સૂચના થયેલી. એ દંતકથાને આધારે ઉપરના પ્રસંગની કલ્પના કરવામાં આવેલ છે.

કુતુહલ થયું છે. સંન્યાસી પરમ સ્વરૂપવાન, ઉદાર અને ભવ્ય છે, એ તો સ્પષ્ટ છે. પણ દુર્ગાદેવીના સાક્ષાત્કારની વાત શું સાચી હશે? સાચી હોય તો જેની મુખમુદ્રા તેની હોવી જોઇએ તેવી છે? આતશ છેઃ પણ પ્રકાશ મને પુરતો કે સ્વચ્છ દેખાયો નથી.

(દરવાજો ઠોકે છે, અને તે ધીમે ધીમે ઉઘડે છે. સામે એક આસન ઉપર અનોપભારતી બેઠેલ દેખાય છે. પાસે એક બીજું આસન ખાલી રાખેલું છે).

ગુરૂ—મહારાજને પ્રણામ કરૂં છું.

અનોપભારતી—ગુરુ દેવને પ્રણામ કરવાને તો હું યોગ્ય છું. આપ પંજાબને અને સમગ્ર હિંદને પૂજ્ય છો! આપના પ્રતાપ અને પ્રભાવથી હું સારી રીતે વાકેફ છું. બીરાજો, શી આજ્ઞા છે?

ગુરૂ—મેં સાંભળ્યું છે, કે આપને પરમાત્માના સાક્ષાત્કારનો પ્રસાદ પ્રાપ્ત છે. હું પોતે એ અનુભવ માટે ઘણા વખતથી ઉત્સુક છું, અને તેટલા માટે આપની પાસે આવ્યો છું.

અનોપભારતી—આપનું ઈષ્ટ રૂપ કયું છે?

ગુરૂ—વીરોની અધિષ્ઠાત્રી દુર્ગાદેવીનું.

અનોપભારતી—એ દર્શન આપને થઈ શકશે.

ગુરૂ—ખરેજ? શું આપ એ મંત્ર મને બતાવશો?

અનોપભારતી—માતાજીને મારે પુછવું જોઇશે. પણ આપ સમજો છો, કે આવા અનુભવો માત્ર મંત્ર જાણવાથી થતા નથીઃ કેવળ અનુગ્રહથી થાય છે.

ગુરૂ—ખરી વાત. હું પણ પાત્ર નથી, છતાં અનુગ્રહનો આકાંક્ષી છું.

અનોપભારતી—મજનુ અનુગ્રહનો આકાંક્ષી હતો, તો માતાજીના પ્રતાપથી અનુગ્રહ પામ્યો, અને સાથે લૈલાને પણ પામ્યો. આપ સુદ્ધાં ગુરુદેવ, અનુગ્રહની સાથે કોઇ લૈલાને પામો તો—

ગુરૂ—કોઈ લૈલાને? એટલે?

અનોપભારતી—એટલે કોઇ લૈલા જેવી મનોહર સુંદરીને.

ગુરૂ—આપ આ શું બોલો છો? આપ કોણ છો?

અનોપભારતી—હું કોણ છું? હું તો માત્ર એક સંન્યાસી છું. પણ

મારા કહેવાનો આશય આપ સમજ્યા નહીં. ખેર. આપ જરાવાર અહીં બેસશો ? હું હમણાંજ આપને મારે માતાજીને પ્રશ્ન કરીને જવાબ લઇ આવીશ.

( અનોપભારતી અંદર જાય છે ).

ગુરૂ—આ લેલાં અને સુંદરીની વાતો શી ? મને તો સંન્યાસીમાં કંઇક કપટ લાગે છે. હમણાં જે હશે તે દેખાશે.

( અનોપકુંવર પોતાના ખાસ શૃંગારમાં સજ થયેલી પ્રવેશ કરે છે. )

અનોપકુંવર—હું આપની ક્ષમા માગું છું. મને આપનાં એકાંત દર્શનની એટલી તીવ્ર ઇચ્છા હતી, કે મારે આ પ્રપંચ કરવો પડયો. હવે પધાર્યા છો, તો મારાપર કૃપા કરશો ? હું ચરણસ્પર્શ કરૂં ?

ગુરૂ—બીલકુલ નહીં. તું કોણ છે ?

અનોપકુંવર—મને આપે અગાઉ એક વાર જોયેલી છે.

ગુરૂ—લાહોરની ખત્રાણી ? તારા વેશ પરથી તો હું એમ ધારી શકું છું. હા, મેં તને જોઇ હતી. પણ તું શું માગે છે ? શીખ થવું છે ?

અનોપકુંવર—શીખ થવાને–આપ કહો તે થવાને તૈયાર છું. માત્ર આપની બનવાને તલસું છું. કેવી તલસું છું તે કેમ કહું ?

ગુરૂ—દીકરી ! તું ભુલી જાય છે કે હું કોણ છું. હું તો ગુરુ એટલે તારો બાપ છું. તારા બાપ ઉપર તારે આવી નજર કરવી ઘટે ?

અનોપકુંવર—ઉંમરમાં આપ કંઈ મારા બાપ જેવડા નથી. લગભગ મારા સમાન છો. આપના રૂપથી અને વીરત્વથી હું મોહીત થઇ છું. વળી, હું સ્વતંત્ર છું: કોઈની પત્ની નથી. જ્યારથી આપને જોયા છે, ત્યારથી પ્રબળ કામનાની આગથી બળી રહી છું. મને ઠારવાનું આપના હાથમાં છે. આપ એ અનુગ્રહ નહીં કરો ? મોટા ઋષીમુનીઓએ પણ સ્ત્રીઓનાં મન સાચવ્યાં છે. એમાં કોઇએ દોષ ગણેલ નથી.

ગુરૂ—બ્હેન, તારી ભૂલ થાય છે. હું તારે માટે પુરૂષ નથી.

અનોપકુંવર—અરે ! હું આપની પાસે દીનની માફક કરગરૂં છું. જ્યારથી પરવશ થઇ છું, ત્યારથી—

કશી સંસારની ચીજો જરાએ ભાવતી નથી !
આપના દીલમાં ત્હોયે કાં દયા આવતી નથી ?

ગુરૂ—મને બેહદ દયા આવે છે. ઓ કમનસીબ ઓરત ! તને કેવલ

સ્થૂલનો મોહ છે. પ્રાણના પ્રબોધનો તને લેશ પણ અનુભવ નથી. ગુરુના શરીરમે તું કામે છેઃ ગુરુના હૃદયને સમજવા તેં કદાપી યત્ન કીધો છે! તને એટલી પણ ખબર છે કે મારા બે પુત્રો હમણાંજ સંગ્રામમાં ખપી ગયા છે, અને તેની માતા તથા ઓરતો અત્યારે રોઇ રહી છે?

અનોપકુંવર—અરરર! ક્યારે? મને માફ કરો. મને કશી જ ખબર નથી!

ગુરૂ—અને મારા પિતાના ખૂનની વાત તે સાંભળી છે?

અનોપકુંવર—હા! એ કરુણકથા—

ગુરૂ—એ ખૂન ત્યારે થઈ ગયું, એમ ન સમજ. અત્યારે—આ ઘડીએ—ઔરંગઝેબ તમામ ગુરુઓનું અને દેશનું ખૂન કરી રહ્યો છે. ઓ સ્ત્રી, હું તારો પ્રશ્ન તનેજ પુછું છું, કે તને કોઈની દયા છે? કે માત્ર પશુ થતાંજ આવડે છે?

અનોપકુંવર—મને ક્ષમા કરો, ગુરુદેવ! હું પસ્તાઉં છું.

ગુરૂ—અરે! તેં કોનું વીદંબન કીધું? મધ્ય રાત્રે મને આવા કામ માટે બોલાવતાં તને શું જરા પણ શરમ ન આવી? તારી દુષ્ટ વાસનાને તૃપ્ત કરવાની ખાતર તું કોને મુરખ બનાવે છે, તેનો તને વિચાર પણ ન આવ્યો? અને હવે? શું તને બરાબર સજા કરવાને હું શક્તિમાન નથી?

અનોપકુંવર—હું પગે પડીને, ખોળા પાથરીને, આપની ક્ષમા માગું છું. ઓ પિતા! હું તો એક વિષયાસક્ત જંતુ માત્ર હતી અને છું. પણ આપ કહો છો તે તમામ મને સાચું લાગે છે. તો મારાપર દયા કરો અને મને શીખ બનાવો, મહારાજ!

ગુરૂ—શીખ બન્યા પછી તારાથી વિષયસુખમાં પડ્યું રહેવાશે નહીં. એ તારાથી બની શકશે?

અનોપકુંવર—મહારાજ! આપે સત્યના બાણથી મારૂં હૃદય વીંધી નાંખ્યું છે, અને હું હવે પ્રબુદ્ધ છું.

ગુરૂ—તારી મુખમુદ્રા જોઈને હું માની શકું છું. પણ એક બીજી વાત. આ ઝમાનો એવો છે કે ઓરતને રક્ષક જોઇએ. તું કોઈને તારો પતિ કરવાને શક્તિવાન નથી?

અનોપકુંવર—છું, મહારાજ! મારો એક જુનો આશક આ વેશમાં પણ મારી સાથે છે.

ગુરૂ—ત્યારે તેને બોલાવ!

અનોપકુંવર—લાલ! લાલ!! (હરકીસનલાલ પ્રવેશ કરે છે.)

લાલ—હાજર છું.

ગુરૂ—લાલ! તમે આ ઓરતને પોતાની કરવા ચાહો છો–જેવી છે તેવીને!

લાલ—ઘણા વખતથી ચાહતો આવ્યો છું, મહારાજ!

ગુરૂ—મને અહીં અત્યારે શાં માટે બોલાવ્યો હતો, તેની તમને ખબર છે?

લાલ—હા, મહારાજ! બધી ખબર છે.

ગુરૂ—વારૂ, તો તમે તેના ઉપર તમારી ચાદર નાંખો. આજથી એ તમારી ઓરત છે.-બ્હેન, તું ગ્રંથસાહેબ અને ગુરુદેવના કસમ ખા, કે તારા આ ધણી તરફ સદા વફાદાર રહીશ.

અનોપકુંવર—હું ગ્રંથસાહેબ અને ગુરુદેવના કસમ ખાઈ કહું છું, કે મારા પતિ તરફ હું હમેશાં વફાદાર રહીશ.

ગુરૂ—તથાસ્તુ! તમે દંપતી આવતી કાલે મીજલસમાં આવજો. તમને માહુલનો પ્રસાદ આપી શકાશે.

લાલ—મહાન અનુગ્રહ થયો, ગુરુદેવ. આપે એકની નહીં પણ બેની ઝીંદગી એકદમ સુધારી દીધી!

ગુરૂ—હવે હું જાઉં? પુત્રી, સંતોશી ને સુખી રહો.

લાલ—હું ગુરુનિવાસ સુધી સાથે આવું છું.

(બન્ને જાય છે.)

---

# સંયુક્તા અને પૃથ્વીરાજ.

( અનુવાદક—ભાઈ હંસરાજ વી. )

સ્થળ:—દિલ્હીનો રંગમહેલ.

પાત્રગણ:—પૃથ્વીરાજ: દિલ્હીના સમ્રાટ. રાયમલ:—જયચંદના કાકા. જોધમલ:—સંયુક્તાની ધાત્રીનો પુત્ર. સંયુક્તા:—જયચંદની પુત્રી, પૃથ્વીરાજની પત્ની. યમુના:—રાયમલની પુત્રી. ધાત્રી, સખિયો...વિગેરે.

સંયુક્તા અને સખિયો:—

( વ્રજરાય હાય મ્હારો મોહન ઘોને મેલી.—એ રાહ.)

નયન નયન નાચે, સ્હજ સકલ રાચે,
સુજન સકલ રાચે, હો નયનમંત્ર વાંચે...નયન.
નાચે પર્ણવેલી, હો રેલી રસની હેલી,
નયનનૃત્ય તાલમાં, જો તારિકાઓ ઘેલી...નયન.
પોયણાં ઝઝુમે, હો લલિત લહરી ચુમે,
ઝુલઝુલોની બેલડી વિરાજે પુષ્પ લુમે...નયન.
સંરિત લલિત લાસ્યમાં હો ચંદી મંદ હાસ્યમાં,
તાંડવની ભવ્ય તાલી લે નિધિ ઉલ્લાસમાં...નયન.

× × × ×

( ર. વ. દેસાઈ. )

૧ લી સખી:—જુઓ સખી ! પુષ્પોના આભૂષણોથી વિભૂષિત થઈ આજ આપણાં મહારાણી કેવાં પુષ્પ-રાણી બન્યાં છે ! કેવી અપૂર્વ સુન્દરતા છે ! સારૂં જગત નિહાળો ! ઓ સ્વર્ગના દેવગણો ! આપ પણ એક વખ્ત પધારી નિહાળો કે પૃથ્વી પર કેવી મનોહર—અદ્દભુત દેવીનો આવિર્ભાવ થયો છે !

૨ જી સખી:—મહાસતીનું અંગ શિરીશના પુષ્પ માફક કોમલ છે, અને હેની સાથે આ પુષ્પોના મિલનથી સો ગુણી સુન્દરતા

ધારણ કરી રહ્યાં છે! સુવર્ણહારમાં જેમ હીરા દીપે છે, તેજ માફક મહારાણીને, આ રંગીન પુષ્પો દીપાવી રહ્યાં છે.

સંયુક્તા:—છીઃ છીઃ આ ત્હમે શું બોલો છો? જે પુષ્પો દેવોનાં મસ્તક પર સ્થાન મેળવી શક્યાં છે તે શું મ્હારા અંગ-સ્પર્શથી વધારે ગૌરવવાન થયાં?

૨ જી સખી:—મહારાણી! ભાગ્યથી જ પુષ્પોને પણ એવું ગૌરવ અને આદર પ્રાપ્ત થાય છે. એતો સાચુંજ છે કે ઘણાં પુષ્પો દેવોનાં મસ્તક પર રહે છે, અને ઘણાં સુન્દરીઓનાં અંગ પર રહે છે. પણ એવાંએ ઘણાં છે કે જે નિર્જનવનમાં વીકસી તે જ જંગલી હવામાં રૂપ-ગંધનો પમરાટ બ્હેલાવી આદર પામ્યા સિવાય જ શુષ્ક થઈ જમીન પર પડી જાય છે. તો ત્હમેજ કહો સખી! દિલ્હીની મહારાણી સુન્દરી સંયુક્તા જે પુષ્પોનો આદર કરેછે તેનાં મહાભાગ્ય નથી?

( પૃથ્વીરાજ પ્રવેશ કરે છે. સખીઓ જાય છે. )

પૃથ્વીરાજ:—અહો દિલ્હીનાં મહારાણી! આજે તો મનોહર શૃંગાર ધારણ કર્યો છે! ફુવારાની ધારાઓ સમાન સૌન્દર્ય પ્રકટી નીકળ્યું છે! હૃદય તો એમજ ઇચ્છે છે કે રાજ્યના કોલાહલને દૂર ફેંકી દઈ આ સૌન્દર્ય-સાગરની પ્રણય-લહરીઓમાં જ સ્નાન કર્યા કરું!

સંયુક્તા:—પ્રિયતમ! જુઓ આકાશમાં પૂર્ણિમાનો ચંદ્ર, પોતાનું સૌન્દર્ય ફેલાવીને હાસ્ય કરતો ધીમે ધીમે ચાલી રહ્યો છે. ત્હેનું રૂપ અને ઉજ્જ્વલ વર્ણ, એ શું તેજસ્વી સૂર્યને જ આભારી નથી? તેજ માફક મહારાણા! ત્હમારી આ દાસીને આપના સૌન્દર્ય વતી અને આપના ગુણોથી જ ગુણવંતી સમજો! હું તો આપના હાથમાં રમકડાં રૂપજ છું. મને આપ વડેજ આટલું માન છે. આપની લેશ પણ અકૃપા થાય તો મારી કિંમત કોડીનીજ થઈ જાય.

પૃથ્વીરાજ:—પ્રાણપ્રિયે! ત્હમે તો મારા હૃદયાકાશમાં ધ્રુવ-તારા સમાન વિરાજમાન છો. પ્રિયતમે! ત્હારી તરફ નજર રાખી મ્હારી રાજ્યનૌકા બેખટકે ચલાવી રહ્યો છું. કનોજની સરહદપર જ્યારે રાઠોડ સૈન્યે મ્હને ઘેરી લીધો, અને મ્હારી સ્થિતિ

પૃથ્વીરાજ:—વિરમો ! રાણીજી ! વિરમો.

સંયુક્તા:—મહારાજ ! હું વિરમું છું; પણ આપ કઈ ઇચ્છાથી થોભ્યા છો ? સૈન્યનો કોલાહલ હજુસુધી કેમ શ્રવણ પડતો નથી ? હાથી અને ઘોડાની ખરીઓ ભૂમિને ડોલાવતી કેમ દૃશ્યમાન થતી નથી ? શસ્ત્રોનો મૃદુ ટંકાર ગગન સુધી કેમ પહોંચતો નથી ? ચારણોની પુરાણી વીર-ગાથાઓનો રણકાર હજુ કેમ શ્રવણ પડતો નથી ?

પૃથ્વીરાજ:—ધૈર્ય ધરો મહારાણી ! ચોક્કસ યાદ રાખો કે પૃથ્વીરાજ ડરપોક અને નામર્દ નથી !

સંયુક્તા:—મહારાજ ! મ્હને ક્ષમા કરો ! પણ રાજર્ષિ ચિતોડના મહારાણાને આ ખબર વિના વિલંબે પહોંચાડો, અને રાજ્યમાં આજ્ઞા ફેરવી દો કે દિલ્હીમાં જે કોઈ રાઠોડ દૃષ્ટિએ પડે ત્હેને કેદ કરી લે.

( પહેરેગીરનો પ્રવેશ. )

પહેરેગીર:—મહારાજ ! બે સ્ત્રી અને બે પુરૂષો આપનાં દર્શન ઇચ્છે છે.

પૃથ્વીરાજ:—મૂર્ખ ! આ મળવાનો સમય નથી તે વીસરી ગયો ?

પહેરેગીર:—જાણું છું ધર્માવતાર ! પણ મ્હને ઘણાજ આગ્રહપૂર્વક ખબર આપવાનું કહેવાથી મ્હારે આપની પાસે આવવું પડયું. ત્હેમણે કહ્યું છે કે-" આ મુદ્રા જોતાંજ મહારાજ અમને પોતાની સમીપમાં બોલાવશે."

પૃથ્વીરાજ:—તેઓ કોણ છે ?

પહેરેગીર:—સેવક તે જાણતો નથી; પણ રાઠોડ માલમ પડે છે.

પૃથ્વીરાજ:—( આશ્ચર્ય ) રાઠોડ ? જોઉં મુદ્રા ! ( પહેરેગીર મુદ્રા આપે છે, તે જોયા પછી ) ત્હેમને માનપૂર્વક અહિં લઈ આવ !

**સંયુક્તા:**—( યમુનાને ) ઓ મ્હારી પ્યારી યમુના ! મ્હારી વ્હાલી સખી! બ્હેન ! ( ભેટે છે. )

**પૃથ્વીરાજ:**—( રાયમલ તરફ વળીને ) અહા ! આજ મ્હારાં કેવાં સૌભાગ્ય કે આપના પધારવાથી મ્હારો મ્હેલ પવિત્ર થયો.

**રાયમલ:**—ભાઈ ! તમારૂં સૌજન્ય જોઈ હું ખૂશ થાઉં છું. વીરત્વ અને વિનય એ બંને જોઈનેજ મહારાજા અનંગપાળે ત્હમને દિલ્હીની ગાદી સુપ્રત કરી છે.

**પૃથ્વીરાજ:**—( જોધમલ તરફ ) કેમ, કુશળ છો ?

**જોધમલ:**—દેવ ! આપના આશીર્વચનથી બધાં કુશળ છે.

**રાયમલ:**—સાંભળો, પૃથ્વી ! જે કર્મ માટે મ્હારૂં આવવું થયું છે તે કહું ! ત્હમે કનોજના શત્રુ છો તેથી મ્હારા પણ છો; પણ જે દેશનો-ભારતનો શત્રુ છે તે મ્હારો અને ત્હમારો બંનેનો સમાન શત્રુ છે. જ્યાં સુધી દેશદ્રોહીઓ સાથે યુદ્ધ ચાલશે ત્યાં સુધી આપણે પરસ્પર સગા ભાઇ અને મિત્ર છીએ ! વૃદ્ધના આ ક્ષીણુ હસ્ત ત્હમારે આધીન છે.

**પૃથ્વીરાજ:**—ધન્ય-ધન્ય-મહારાજ ! કનોજના યુદ્ધમાં આપની વીરતા નીહાળી ચૂકયો છું. સ્વયંવર સભામાં ઘાયલ થયા છતાં પણ કાકાજી ! જે વીરતા આપે દાખવી હતી, ત્હેને દરેક દેશમાં વિશેષ ગૌરવનું કારણ માનવામાં આવે છે. આપને મેળવીને હું કૃતાર્થ થયો !

**જોધમલ:**—હું શબ્દોથી હૃદયના ભાવ સારી રીતે પ્રકટ કરી જાણતો નથી, પણ એટલુંજ કે આ ક્ષુદ્ર તલવાર દેશદ્રોહીઓનું રૂધિરપાન કરવા સર્વદા આપને ચરણે ખુલ્લીજ રહેશે.

**પૃથ્વીરાજ:**—ધન્ય છે ! ક્ષત્રિય કુળના દેદિપ્યમાન સૂર્ય ! પધારો ! વિશ્રામભવનમાં આરામ લો ! થોડા સમય બાદ આપણે મસલત કરીશું.

( પૃથ્વીરાજ, રાયમલ અને જોધમલ જાય છે. )

**સંયુક્તા:**—( ધાત્રી તરફ ) ઓ મ્હારી વ્હાલી ધાત્રી ! આ સંયુક્તા પર ત્હારો અપાર સ્નેહ છે ! હું તો એમજ ધારતી હતી કે તું મને વીસરી ગઈ હોઈશ.

ધાત્રી:—કોને વીસરૂં ? ત્હને-સંયુક્તાને ? શું તું નથી જાણતી કે આ વૃદ્ધાની ઝીંદગી તુંજ છો ? એ વર્ષથી ત્હને નિહાળી નથી તેથી મૃત્યુ માફક ઝીંદગી વીતાવતી હતી.

સંયુક્તા:—( યમુના તરફ ) પ્યારી યમુના ! કેટલાએ દિવસોથી ત્હને નીરખી નથી, કેટલાએ દિવસોથી કંઠમાં હસી પરોવી કુંજ ભવનમાં હૃદયની વાતો કરી નથી, કેટલાએ દિવસોથી નહેરના કિનારા પર બેસી આકમનીય કંઠનું મધુર સંગીત શ્રવણ કર્યું નથી ! બસ, હવે તો ત્હારા મિલનથી પૃથ્વી મ્હને સ્વર્ગરૂપ બની ગઈ ! આવો બ્હેન ! વિશ્રાન્તિ લો !

( બધાં જાય છે. ) *



* શ્રીયુત મનોમોહન ગોસ્વામી બી. એ.ના હિન્દી “ પૃથ્વીરાજ ” પરથી સૂચીત.






દુનિયાના ઇતિહાસમાં વીરાંગનાઓએ રાજ્યકાર્યમાં ઘણો ભાગ ભજવ્યો છે. હિન્દુસ્થાનનો જ દાખલો લઈએ તો કૃષ્ણાકુમારી, પદ્મા, ચાંદબીબી, અહલ્યાબાઈ હોલ્કર, ઝાંશીની રાણી લક્ષ્મીબાઇ વગેરે વીરાંગનાઓના નામથી ઇતિહાસનાં પાનાં સુવર્ણાક્ષરે કોતરાઈ રહ્યાં છે. ફ્રાન્સના ઇતિહાસમાં પંદરમી સદીમાં જોન ઑફ આર્ક નામની વીર બાલિકાએ રોમન કેથોલિક ધર્મના ઝનુનથી પ્રેરાઈને ફ્રેન્ચ સૈનિકોને અંગ્રેજ લોક સાથે લડવાને ઉત્તેજન આપ્યું હતું; અને તેથીજ અંગ્રેજ લોકોને ઓર્લીયન્સની બહાર હાંકી કહાડવામાં આવ્યા હતા ને રોમન કેથોલિક ફ્રેન્ચ રાજા ચાર્લ્સનો અભિષેક કરાવી દીધો હતો. તેથી અંગ્રેજ લોકો ચીડાઈ ગયા અને એ બાઇને પકડી રોએન શહેરમાં જીવતી બાળી મુકી ! ધર્મની ખાતર એ વીરાંગનાએ સૈનિકોને ઉત્તેજન આપ્યું, તેમનામાં ધર્મનું ઝનુન રેડયું અને પોતે પોતાનો જાન પણ આપ્યો. આ પ્રખર આત્મભોગે એનું નામ ઇંગ્લેન્ડ અને ફ્રાન્સના ઇતિહાસમાં અમર થયું છે.

આજે એવી જ ધર્મચુસ્ત પણ પાશ્ચાત્ય સંસ્કૃતિમાં ઉછરેલી એક તુર્ક વીરાંગનાનો વાંચકોને પરિચય આપવાની અમે ઉમેદ રાખીએ છીએ.

આ વીરાંગનાનું નામ હેલીડ એદીબ હનુમ છે. એમના પિતાશ્રી એદીબબે માજી ખલીફા સુલતાન અબદુલ હમીદના ખજાનચી હતા. એદીબબેને ૭ સ્ત્રીઓ હતી. હેલીડે છઠ્ઠી સ્ત્રીની પુત્રી છે. એદીબબે ખલીફાના વિશ્વાસપાત્ર અને સ્પષ્ટવક્તા સેવક હતા. એમને પાશ્ચાત્ય કેળવણીનો ભારે મોહ હતો. એને લીધે એમની પુત્રીઓને-લોકમતની વિરુદ્ધ થઇને પણ, પાશ્ચાત્ય કેળવણી આપવાનો નિશ્ચય એમણે કર્યો હતો; અને આ નિશ્ચય તેમણે પાર પણ પાડયો.

કોન્સ્ટેન્ટીનોપલ કૉલેજ અને એસ્કરસની અમેરિકન કૉલેજમાંથી પાસ થનાર પહેલી તુર્ક ગ્રૅજ્યુએટ હેલીડે હનુમ જ હતી.

હેલીડે સામાન્ય વિદ્યાર્થી કરતાં વધારે મહેનતુ, ખંતિલી, ચપળ અને બુદ્ધિમાન હતી. આ તેના ગુણો વિદ્યાર્થી જીવનમાં સ્પષ્ટ દીસી આવતા

હતા. તે બુદ્ધિમાન અને હોંશીયાર છે એટલું જ નહિં પણ જાતે સ્વયંત્રી હોઈ સુન્દર કવિતાઓ કરી જાણે છે. ગદ્ય પુસ્તકો પણ તે લખી શકે છે. એણે અત્યાર સુધીમાં નવલકથાનાં સાત પુસ્તકો તથા કેટલીક ગૂઢ તત્ત્વજ્ઞાન દર્શાવવાળી ન્હાની વાર્તાઓ તુર્કી ભાષામાં પ્રસિદ્ધ કરી છે. રશીયન, ફ્રેન્ચ, જરમન ઇત્યાદિ ભાષામાં એની કેટલીક વાર્તાઓનો તરજુમો પણ થયો છે. "Oscar wild" નામના અંગ્રેજી પુસ્તકનું એણે તુર્કી ભાષામાં સુન્દર ભાષાન્તર કર્યું છે.

કેળવણીનું કામ એને ઘણું પ્રિય છે. એને જ્યારે વખત મળે છે ત્યારે ગામડાંઓમાં કે રજવાડાઓમાં જઈ બીજાઓને પોતે શિક્ષણ આપે છે. જ્યારે મહાયુદ્ધ શરૂ થયું ત્યારે સીરીઆની બધી શાળાઓની દેખરેખ એમને સોંપવામાં આવી હતી. ગાઝી મુસ્તફા કમાલ પાશાના તુર્કીના રાષ્ટ્રિય મહા મંડળની સરકારમાં એમને કેળવણી ખાતાના પ્રધાનનો માનભર્યો હોદ્દો આપવામાં આવ્યો છે. આમ કરીને તુર્કી પ્રજાએ પોતાની ગુણગ્રહણશક્તિ પુરવાર કરી છે. કોઈ પણ સુધરેલા દેશે હજુ સુધી કોઈ પણ વિદુષી સ્ત્રીને રાજ્યમાં આવો માનભર્યો હોદ્દો આપ્યો હોય તેવું સાંભળ્યું નથી.

તુર્કી પ્રજાએ આ વિષયમાં પહેલ કરી બીજાં નારીપૂજક રાષ્ટ્રો કરતાં વધારે યોગ્યતા સિદ્ધ કરી બતાવી છે. મેડમ હેલીડેની આ નિમણુંક સ્ત્રીજીવનના ઇતિહાસમાં અદ્વિતીય દૃષ્ટાન્ત છે.

હેલીડે શાન્ત સ્વભાવનાં, કોમળ હૃદયનાં અને વિનયશીલ છે. એમના સ્વભાવના જેવોજ એમના શરીરનો વર્ણ પણ જોનારને તેમના પ્રત્યે માન ઉપજાવે તેવો છે. વિશેષમાં તે અપ્રતિમ વક્તૃત્વશક્તિ પણ ધરાવે છે.

મેડમ હેલીડેનાં પ્રથમ લગ્ન ઇ. સ. ૧૮૮૧ માં બૉસફરસની અમેરિકન કૉલેજના ગણિતના અતિ વિદ્વાન અધ્યાપક પત્રકાર 'સલીમે' સાથે થયાં હતાં. શરૂ શિરૂઆતુ આ જોડું બહુ સુખી ન થયું. પ્રોફેસર સાહેબથી હેલીડેને બે પુત્રો થયા, પછી તેમણે પોતાના ઝનાનામાં બીજી બેગમના ભાવી આગમનની વાત કરી. આ સાંભળી હેલીડેને ભારે દુઃખ થયું, અને પ્રોફેસર સાહેબને તેમ કરતાં અટકાવવા બહુ પ્રયત્ન કર્યો. તેમાં છેવટે તે નિષ્ફળ નીવડવાથી તેમની સાથેનો પોતાનો સંબંધ તેમણે તોડ્યો. ઝનાના પદ્ધતિ હેલીડેને બહુ અપ્રિય છે, અને તેની વિરૂદ્ધ લડત ઉપાડવામાં હેલીડે એક આગેવાન છે.

ઈ. સ. ૧૯૧૭ માં કોન્સ્ટેન્ટીનોપલના ડૉક્ટર અડનનબે સાથે હેલીડે બીજીવાર પરણ્યાં છે. આ લગ્ન પછી ડૉ. અડનન બે અંગોરાની પાર્લામેન્ટના ઉપાધ્યક્ષ બન્યા છે.

હેલીડેના રાજકીય મતોની ક્રાન્તિ સ્હેજ વિચારણીય છે. ઈસ્લામનાં ચુસ્ત અનુયાયી અને અભિમાની છતાં મહાયુદ્ધના સહનામા સુધી તે મિત્ર રાજ્યો-બ્રિટીશ અને તેના સહભાગી અન્ય રાષ્ટ્રોની તરફેણમાં હતાં. તેમના બે મિત્રોને ગ્રીક સૈનિકોએ મારી નાખ્યા ત્યારે તે પરિસ્થિતિ સમજાવવા તેમણે ઘણો પ્રયત્ન કર્યો છતાં તેઓએ તેમનું સાંભળ્યું નહિ, ત્યારથી તે મિત્રરાજ્યોનાં કટ્ટા દુશ્મન બની રહ્યાં છે. તેમણે જ્યારે જોયું કે એકાદ ખ્રિસ્તી જો મુસલમાનના હાથે કપાઈ મરે તો આખી દુનિયાનાં ખ્રિસ્તી છાપાં ખુતીને સખત રીતે સખ્ત કરાવવા અથાગ શ્રમ કરે છે, પરન્તુ એકાદ મુસલમાન કે ખ્રિસ્તી શિવાયનો કોઈપણ ધર્મ પાળતો મનુષ્ય જો ખ્રિસ્તીના હાથે કપાય તો ત્હેની દાદ ફરીયાદ સત્તાના મદમાં ઘેલાં બનેલાં ખ્રિસ્તિ રાષ્ટ્રો કે વર્તમાનપત્રોને કાને ન પહોંચે, એ ફરિયાદ તો પ્રભુજ સાંભળે, એવી પરિસ્થિતિ છે. ત્યારે તેમને એમ લાગ્યું કે તુર્કસ્તાને પોતાનું ભવિષ્ય પોતે જ ઘડવું જોઈએ. બીજાનું અવલંબન કશા કામનું નથી. પોતે પાશ્ચાત્ય કેળવણી લીધેલી હોવા છતાં આ બધી પરિસ્થિતિના અભ્યાસ પછી તે યુરોપીઅન સંસ્કૃતિનાં વિરોધી બન્યાં છે, અને તુર્કીના રાજ્યકરણમાં પોતાનું મન તેમણે પરોવ્યું છે.

એમનામાં ભારે વિચારક્રાન્તિ જોવામાં આવી, અને તુર્કસ્તાનના રાજ્યકારણમાં તે જેમ જેમ વધારે રસભર્યો ભાગ લેતાં ગયાં તેમ તેમ બ્રિટિશ લોકો ચીડાવા લાગ્યા. તેમણે હેલીડેને પકડવાનો અને હદપાર કરવાનો પ્રયત્ન કર્યો. તે વખતથી મક્કાનો યાત્રાળુ માફક લીલારંગનો ફેંટો માથે બાંધી પોતે સૈનિકોને ઉત્તેજન આપતા સમરાંગણમાં ઉભાં રહેતાં. આ દેખાવ ફ્રાન્સની અદ્ભુત બાળા જોન ઑફ આર્ક જેવો લાગતો હોવાથી તેમને પૂર્વનાં 'જોન ઑફ આર્ક' એ સંજ્ઞા મળી છે. તુર્કીના રાષ્ટ્રિય સૈન્યમાં તેમનો સારજન્ટનો દરજ્જો હતો. આ ઉપરથી સમજાશે કે યોગ્ય કેળવણી ને ઉચિત સ્વાતંત્ર્ય આપવાથી સ્ત્રીઓ કેવા જુસ્સાથી રાજકીય ક્ષેત્રમાં પણ ભારે કામ-સેવા બજાવી શકે છે. ગ્રીકો-તુર્ક જંગ વખતે પણ તેઓ રાજકીય ક્ષેત્રમાં કામ કરવા અત્યંત જુસ્સાથી બહાર પડ્યાં હતાં. આપણા દેશની સ્ત્રીઓ અને તેમની પાસેથી મહાન કાર્યોની આશા રાખનાર પુરૂષો આમાંથી પોતાને જરૂરનું શોધી લેશે?

આમ આજ સુધીમાં કોઈ રાષ્ટ્રે જે કરવાની હિંમત ન કરી તે કરી બતાવવાને એક લાયક સ્ત્રીને યોગ્ય ઉંચા દરજ્જાનો હોદ્દો આપવાનું અત્યારની પરિસ્થિતિને હિસાબે ભારે કામ કરવાની હિમ્મત બતાવવા માટે આપણે તુર્કીની પ્રજાને અભિનંદન આપવું ઘટે છે; અને આ પત્રના વાચકો-યુવતીઓ અને યુવાનોએ શ્રીમતી હેલીડેના સદ્‌ગુણોમાંથી બને-તેટલા પોતાના કરી લેવા ઘટે છે. (દૈનિક "હિન્દુસ્થાન" પત્રમાંથી આભાર સાથે.)

---




[ લખનાર—રા૦ રા૦ અમૃતલાલ ચુનીલાલ મોદી, બી. એ. ]

વ્યાપાર ઉદ્યોગનો સરદાર અને દેશનું કલ્યાણકર્તા ઍન્ડ્રયુ કાર્નેગી સને ૧૮૩૭ ના નવેમ્બરની ૨૫ મી તારીખે સ્કોટલેન્ડના ડનફર્મલાઇન નામના ગામમાં ગરીબ અવસ્થામાં જન્મ્યો હતો. તેનો પિતા એક ચાર્ટીસ્ટ હતો અને તેણે સને ૧૮૪૮ માં અમેરિકામાં વિદેશગમન કર્યું હતું અને પેન્સિલ્વેનીઆમાં આવેલા એલીગની શહેરમાં ધંધે લાગ્યો હતો. તેના નાની વયના છોકરાએ નાનપણથી એક સુતરના કારખાનામાં દોરા વીંટવાનું કામ કરવા માંડયું અને થોડાં વર્ષ પછી તાર ઑફિસમાં કારકુન તરીકે કામ કરવા લાગ્યો. મિ. ટી. એ. સ્કોટે તેની શક્તિ અને યોગ્યતા ધ્યાનમાં લઈ તેને પોતાનો સેક્રેટરી નીમ્યો અને સને ૧૮૫૯ માં જ્યારે મિ. સ્કોટ પેન્સિલ્વેનીઆ રેલ્વે કંપનીના ઉપપ્રમુખ થયા ત્યારે તેમણે કાર્નેગીને તે રેલ્વેના પશ્ચિમ ભાગનો સુપરિન્ટેન્ડેન્ટ નીમ્યો. આ જગ્યાએ નોકરીમાં રહ્યા પછી કેટલાક સુધારા કરવાની જુમ્મેદારી તેણે માથે લીધી, અને જ્યારે અમેરિકામાં અંદર અંદર લડાઈ થઈ ત્યારે તે વખતના લડાઇમાં સેક્રેટરીના મદદનીશ મિ. સ્કોટ સાથે તે સમરાંગણમાં હતો. ઓઇલ ક્રીક ઉપર આવેલા સ્ટારી ફાર્મની ખરીદી તથા રેલ્વેના સુવાની સવડવાળા ડબ્બાઓની પ્રથમ ઓળખાણ એ બે તેના પાછળથી મેળવેલા અખૂટ ભંડારના મુખ્ય ઝરા હતા.

પીટ્સ્બર્ગમાંની લોખંડ અને પોલાદના હુન્નર ઉદ્યોગની ખીલવણીથી એણે મેળવેલી, ફત્તેહનાં ઉપર જણાવેલાં સાધનો માત્ર પ્રસ્તાવના રૂપ હતાં. લોખંડ અને પોલાદની અમેરીકામાં કેટલી જરૂર પડશે તે પ્રથમ પોતાની દીર્ઘદૃષ્ટિથી જાણી લઈ એણે ' કીસ્ટોન બ્રીજ વર્ક્સ 'ની સ્થાપના કરી, અને પોલાદના પાટા બનાવવાની ' એડગર થોમસન ' નામની મિલ

*વિલાયતમાં એક વિશેષ રાજકીય મત ધરાવનાર. (એ મત ધરાવનારની માગણી એવી હોય છે કે દરેક જણને પાર્લામેન્ટના સભાસદ પસંદ કરવાનો હક્ક આપવો જોઇએ, પાર્લામેન્ટ દર વર્ષ નવી થવી જોઇએ. વગેરે.)

કાઢી, તેમ જ 'હોમસ્ટેડ વર્કસ્ ' નામનું કારખાનું પણ ઉઘાડયું. સને ૧૮૮૮ માં તો કોલસા અને લોખંડના ઘણા વિશાળ ક્ષેત્રોનો એ માલિક થયો, એટલું જ નહિં, પણ ૪૨૫ માઈલ જેટલી રેલ્વે અને સરોવરોમાં ચાલે તેવી હારબંધ આગબોટો પોતાના કારખાનામાં બનાવી દીધી. જેમ જેમ સમય જતો ગયો તેમ તેમ આ ઉદ્યોગની પ્રતિનિધિરૂપ કાર્નેગી મંડળીઓની એટલી બધી આબાદી થઈ કે સને ૧૯૦૧ માં જ્યારે મિ. જે. પીયર પોઈન્ટ મૉર્ગને ઘડેલા ટ્રસ્ટ રૂપે આ બધી મંડળીઓ " ધી યુનાઈટેડ સ્ટેટ્સ સ્ટીલ કોર્પોરેશન " નામની સંસ્થામાં એકત્ર કરવામાં આવી અને જ્યારે મિ. કાર્નેગી વ્યાપારમાંથી નિવૃત્ત થયો ત્યારે તેની પેઢીની વેચાણ કીંમત તરીકે તેને આશરે દશ કરોડ પાઉન્ડ જેટલી રકમ મળી હતી.

જે વ્યાપારિક દક્ષતાથી તેણે આટલું બધું ધન પ્રાપ્ત કર્યું હતું તે દક્ષતા ઉપરથી લોકોએ હવે પોતાનું લક્ષ ઉઠાવી લઈ સાર્વજનિક સંસ્થાઓમાં મોટી સખાવતો રૂપે પોતાનું અઢળક ધન કાર્નેગી કેવી રીતે વાપરે છે તે જોવા તરફ દોર્યું. સને ૧૮૮૬ માં પ્રસિદ્ધ થયેલા " ટ્રાયમફન્ટ ડેમોક્રસી " અને ૧૯૦૦માં પ્રસિદ્ધ થયેલા " ગોસ્પેલ ઑફ વેલ્થ " નામનાં પુસ્તકોમાં પોતાના સામાજીક વિષયો ઉપરના મતો અને અઢળક ધનવાળા મનુષ્યોની જુમ્મેદારીઓ ઉપરના વિચારો એણે પ્રગટ કર્યા હતા. એણે સ્કોટલેન્ડના સધરલેન્ડશાયરમાં એક ' સ્કીબો કેસલ ' નામનો બંગલો રાખ્યો હતો, અને પોતે ત્યાં તથા ન્યૂયોર્કમાં રહેવાનું રાખતો હતો. સાર્વજનિક હિતમાં સામાજીક ને વિદ્યાવિષયક ઉન્નતિ માટે પોતાનું ધન વાપરવામાં જીવન ગાળતો. આવી રીતે પોતાના ધનનો વ્યય કરવામાં એના તરફથી 'યુનાઈટેડ સ્ટેટ્સ', ' યુનાઈટેડ કીન્ગડમ ' અને જ્યાં જ્યાં ઈંગ્રેજી ભાષા પ્રચલિત છે એવા અન્ય દેશોમાં પુસ્તકાલયો ખોલવામાં જે સખાવતો આપવામાં આવી છે તે પ્રથમ સ્થાન ધરાવે છે. ધીમે ધીમે ચોતરફ કાર્નેગી પુસ્તકાલયો ઉઘાડવામાં આવ્યાં. પુસ્તકાલયો માટે જગ્યાઓ જે તે દેશના લોકો તરફથી આપવામાં આવતી અને તે સંસ્થાને નિભાવવાનો બોજો પણ તેમને શિર હતો. મિ. કાર્નેગી તો પોતે મકાન બંધાવી આપી જોઈતાં પુસ્તકો વગેરે આપવાનો વહીવટ રાખતો હતો. આથી લોકોને તેવી સંસ્થામાં રસ લેવાની જરૂર પડતી અને તેને નિભાવવાની જોખમદારી વહોરવી પડતી. સને ૧૯૦૮ ના અંતમાં તેણે એક કરોડ પૌંડ કરતાં વિશેષ રકમ માત્ર પુસ્તકાલયો માટે સખાવતોમાં આપી હતી. સને ૧૯૦૧

માં કાર્નેગી ઇન્સ્ટિટ્યુટ સ્થાપવામાં એણે ૨૦ લાખ પૌંડ આપ્યા હતા. અને તેટલીજ રકમ વૉશિંગટન શહેરમાં કાર્નેગી ઇન્સ્ટિટ્યુશન સ્થાપવામાં આપી હતી. ઉપરની બન્ને રકમોમાં તેમ જ એવી રીતે આપેલી રકમોમાં એણે પાછળથી ઉમેરો કરી આપ્યો હતો. સને ૧૯૦૧ માં સ્કૉટલૅંડની યુનિવર્સિટિઓમાં એણે કેળવણીને મદદ કરવા માટે ૨૦ લાખ પૌંડ જેટલી રકમ એક ટ્રસ્ટને સોંપી હતી, અને તેથી સને ૧૯૦૬ માં 'એડીનબર્ગ યુનિવર્સિટિ 'ના 'લૉર્ડ રેકટર' તરીકે એની પસંદગી થઈ હતી. નિગ્રો લોકોની કેળવણી માટે બુકર ટી. વૉશિંગટનના તાબાના ટસ્કેજી ઇન્સ્ટિટ્યુટમાં એણે ઘણી સારી મદદ કરેલી છે. હોમસ્ટેડના પોતાના પહેલાંના માણસો માટે સને ૧૯૦૬ માં પેનશન સારૂ એક મોટી રકમ રોકી છે, અને તેવી જ રકમ સને ૧૯૦૫માં અમેરિકન કૉલેજના પ્રોફેસરો માટેપણ રોકી છે. તેની મકાન બંધાવવા માટેની બક્ષિસો, તેમ જ કેળવણી અને સંશોધન માટે ધર્માદા કરેલી રકમો એટલી બધી છે કે તેનું સંપૂર્ણ વર્ણન કરવું બને તેમ નથી. સને ૧૯૦૪માં અમેરિકામાં અને સને ૧૯૦૮માં યુનાઇટેડ કિન્ગડમમાં શૌર્ય ભરેલા કામની કદર થવા માટે જે "કાર્નેગી હીરો ફંડ કમિશન્સ" સ્થાપ્યાં હતાં તે અત્રે ભૂલવા જેવાં નથી. એણે હેગમાં "ટેમ્પલ ઑફ પીસ" બાંધવા માટે ૫ લાખ પૌંડની આપેલી રકમ અને વૉશિંગ્ટન શહેરમાં સર્વ અમેરિકનો માટે મહેલ બંધાવવા આપેલી ૧૫ લાખ પૌંડની રકમ ભૂલવી જોઇએ નહિ. આ મહેલ અમેરિકાના પ્રજાસત્તાક રાજ્યો પોતાના "ઇન્ટરનેશનલ બરો "ના ગૃહ તરીકે વાપરે છે.

કાર્નેગીને કુટુંબનું ભરણપોષણ કરવાની ઘુસરી તેના માથા ઉપર નાનપણથી પડી હતી. સવારમાં સૂર્યપ્રકાશ થતાં પહેલાં તે કામે લાગતો અને સૂર્યાસ્ત થઇ ગયા પછી કામથી છૂટતો. વચમાં માત્ર જમવા માટે ૪૦ મિનિટનો જ વખત મળતો. એક સ્કૉટલેન્ડના વૃદ્ધ માણસે તેને જે ફેક્ટરીમાં બોબીન્સ બનાવવામાં આવતી હતી ત્યાં મુક્યો અને તેને વરાળ-ભાંડ સળગાવવાનું તથા વરાળયંત્ર ચલાવવાનું કામ સોંપ્યું. આ તેર વર્ષના છોકરાને જ્યારે વરાળયંત્ર ચલાવવાનું જોખમ ભરેલું કામ સોંપવામાં આવ્યું ત્યારે તેને લાગ્યું કે હું હવે બાળક નથી, પણ ખરેખર ભાયડો બન્યો છું. આ અતિ શ્રમથી થતી ખરાબ અસરનો તેને અનુભવ થયો. કારણ કે તે કહે છે કે પાણી બરોબર રાખવાની, યંત્ર ચલાવવાની, ભૂલ

થવાની અને તેથી આખી ફેક્ટરી આગને લીધે ભસ્મ થઈ જવાની જોખમદારી અને બ્હીક મારા હૃદય ઉપર બહુ ખરાબ અસર કરતી. તે કહેતો હતો કે યુવાવસ્થામાં મને ઘણી ઉંચી આશાઓ હતી અને મારૂં હૃદય મને હંમેશાં કહ્યા કરતું કે આ સ્થિતિ લાંબો વખત રહેવાની નથી. મી. કાર્નેગી પોતાની પ્હેલાંની ગરીબાઈ સંભારી તેની વારંવાર નીચે પ્રમાણે સ્તુતિ કરતોઃ—

વારસાના ધન અને પદવી કરતાં વારસાની દરિદ્રતા અને આરોગ્યતાના ઘણા લાભોમાં સૌથી મોટામાં મોટો એક લાભ હોય છે. માતા અને પિતા—એ પવિત્ર શબ્દોના ખરેખરા અને વાસ્તવિક અર્થમાં કહીએ તો રાજાનાં, લક્ષાધિપતિઓનાં કે ઉમરાવોનાં સંતાનોને માબાપ હોતાંજ નથી. શ્રીમંતનાં અને ઉમરાવનાં સંતાનને પૂજ્ય પિતા અને પૂજ્યતર માતા માત્ર નામનાં જ અસ્તિત્વ ધરાવે છે. પરંતુ ગરીબનાં સંતાનો તો એ નામને દૈવી ચીજો માને છે. માબાપ જ તેમના માર્ગોપદેશક, તેમના હૃદયના આધાર અને તેમની પૂજાનાં સ્થાન છે. તેમની અને તેમનાં માબાપની વચ્ચે આયાનો, નોકર ચાકરનો કે શિક્ષકનો અંતરાય નથી. તેમના પિતા જ તેમના શિક્ષક, મિત્ર, સલાહકાર અને પરીક્ષક છે. જે છોકરાને તેની માતા જ, આયા, શિક્ષક, શુભપ્રેરણા કરનાર અને અંતરરૂપ છે, માતા જ જેનું સર્વસ્વ છે, તે છોકરાના જેવો વારસો ગર્ભશ્રીમંતને, ઉમરાવને કે રાજાને કદી મળવાનો નથી.

* * * *

ઈ૦ સં૦ ૧૯૦૦ ના જગપ્રસિદ્ધ પત્ર "રીવ્યુ ઑફ રીવ્યુઝ" એન્યુઅલમાં કાર્નેગી વિશે લખ્યું છે કે;—"૬૨ વર્ષ પહેલાં એન્ડ્રુ કાર્નેગી ડનફર્મ લાઈનના પ્રાચીન શહેરમાં જન્મ્યો હતો અને આજે તે અંગ્રેજી બોલતા લોકોનો મુકુટ વગરનો રાજા છે. ઘણાં વર્ષો પૂર્વે કાર્લાઈલે કહ્યું હતું કે જે માણસના ગજવામાં ૭ પેન્સ છે તે ૭ પેન્સ સુધી રાજસત્તા ભોગવે છે. કારણ કે ૭ પેન્સ સુધી તે બીજા માણસોની વફાદારી અને આજ્ઞાધીનતા મેળવી શકે છે. ત્યારે જે માણસ માત્ર ૭ પેન્સનો જ માલીક નથી પણ ૧,૬૦,૦૦,૦૦,૦૦૦ ૭ પેન્સનો માલીક છે તેના રાજ્યાધિકાર વિષે તમે શું ધારો છો ?

"સને ૧૯૦૦ ના જાન્યુઆરીની ૧ લી તારીખે એન્ડ્રુ કાર્નેગી ૨,૫૦,૦૦,૦૦૦ પૌંડ સુધી જુદી જુદી અંકાતી કિંમતની મીલકતનો સ્વતંત્ર માલીક થયો. આ મિલકતને માથે ગીરો-સાન વગેરે કોઈ જાતનો બીજો બોજો

નથી, અને આ રકમ અમેરિકામાં આવેલા મોટામાં મોટા "ઔદ્યોગિક કારખાનાના પ્રેફરન્સ શેરોમાં વ્યાજે મૂકવામાં આવી છે. આ રકમની વાર્ષિક આવક પૌંડ ૨૦,૦૦,૦૦૦ ઉપરાંતની છે. છતાં જો આપણે ૨૦,૦૦,૦૦૦ માનીએ તો પણ આ ડનફ્ર્મ લાઇનનો છોકરો આજે દરરોજ પૌંડ ૫,૪૮૦ ) નો રાજ્યાધિકાર ભોગવે છે. આજના લક્ષાધિપતિઓના યુગમાં. ૪ કે ૫ કરોડ પાઉન્ડ જેટલું ધન દુર્લભ છે. વેન્ડર બીલ્ટ કુટુંબનો મુખ્ય માણસ જ્યારે મરણ પામ્યો ત્યારે તેની પાસે તેનાં વારસોને વારસામાં આપવા તેથી અર્ધું પણ ધન નહોતું. યુનાઇટેડ સ્ટેટ્સ (સંયુક્ત રાજ્યો)માં આજે માત્ર બેજ માણસો કાર્નેગીના જેટલા ધનવાળા છે. પહેલા મી. રૉકફેલર, સ્ટેન્ડર્ડ ઓઇલ કંપનીવાળા, અને બીજા મી. એસ્ટર. તે કદાચ આવા સાંસારિક ધનમાં કાર્નેગી કરતાં આગળ વધી શકે; પણ તે સિવાય બીજી બધી બાબતોમાં કાર્નેગી કરતાં ઘણા પાછળ છે. કાર્નેગીના ધનની અઢળકતા તો ઘણી થોડી ધ્યાનમાં રાખવા જેવી છે. પણ તે સિવાય બીજી બે વાતો ખાસ લક્ષમાં રાખવા જેવી છે.

"પહેલી વાત ધ્યાનમાં રાખવાની એ છે કે મી. કાર્નેગીએ આ બધું ધન પોતે પેદા કર્યું. તેને વારસામાં તેના પૂર્વજો તરફથી રોકડ ધન" બીલકુલ મળ્યું નહોતું, તેમ તેણે સટાથી પણ કશું મેળવ્યું નથી. તેણે પ્રામાણિક ઉદ્યોગવડે બધું પેદા કર્યું હતું. સૌથી સરસ બીજી વાત ખાસ લક્ષમાં રાખવા જેવી એ છે કે આ કરોડો પૌન્ડ ભેગા કર્યા પછી હમણાં તે તેને દાનમાં આપી દેવાની તૈયારીમાં છે. હમણાં તેની ૬૨ વર્ષની વય છે અને પોતે પોત્રાનું જે ઉત્તર જીવન નિવૃત્તિમાં ગાળવા ઇરાદો રાખ્યો હતો તે હવે આ ધનની વહેંચણીમાં ગાળવાનું જરૂરી કર્તવ્ય જાણે છે.

"જે માણસ ધનના ઢગલા સુધી મરી જાય છે તેનું મરણ નામોશી ભરેલું છે." એ પોતાના સૂત્રથી તેણે ઘણા વખત પહેલાં સિદ્ધ કરી બતાવ્યું છે. તેણે તે બાબતમાં કાંઈ થોડી ઘણી કીર્તિ મેળવી નથી. જો મી. કાર્નેગી ૯૦ મે વર્ષે સ્વર્ગવાસી થાય તોપણ તેનો બધો સમય તેના ધનના ઉપયોગમાં જશે. જો તે તેની વાર્ષિક આવકની રકમ વહેંચી દે તો બીજાં અઠ્ઠાવીશ વર્ષમાં તેને ૫,૬૦,૦૦,૦૦૦ પૌંડનો ઉપયોગ કરવો પડે, તેમ છતાં ૯૦ મે વર્ષે તે ૪ કે ૫ કરોડ પોતાના નામે રાખી મરણ પામવાથી અપકીર્તિ તો પામે. તેથી તેણે માત્ર તેની આવક-નોજ ઉપયોગ કરવાનો નથી, પણ સાથે પોતાની મુડી પણ ધીમે ધીમે ઘટાડવી જોઇશે. જો તે ૯૦ વર્ષ જીવે અને પોતાના સિદ્ધાંત પ્રમાણે

વર્ષે તો, તેણે ૧૯૨૮ પહેલાં ૮–૯ કરોડ પૌંડનો ઉપયોગ કરવો જોઇએ.

"આટલા બધા ધનનો શો ઉપયોગ કરશે?" એજ મી. કાર્નેગીનો કોયડો છે. એ કોયડો અતિ ગહન અને કઠિન છે. દુનિયાના અત્યાર સુધીના ઇતિહાસમાં એક ખાનગી માણસ પાસે પોતાના સ્વતંત્ર તાબામાં આવું કુબેરના ભંડાર જેટલું ધન આવ્યાનું માલુમ પડતું નથી. ઘણા થોડા રાજાઓ કે રાજાધિરાજો પાસે આથી વિશેષ ધન હશે. પરંતુ રાજાનું ધન હંમેશા ગીરો કે ઝીનના બોજાવાળું હોય છે. આવા વિનિયોગ માટે તેમના પાસે બહુ નાની રકમ હોય છે. તેમાંના ઘણા પાસે આવી સ્વતંત્ર માલકીના ધનને બદલે ઘણું દેવું હોય છે. તેમને બધાને ભારે ખર્ચ હોય છે. બીજી ભારે જુમ્મેદારીઓ પણ હોય છે, તેથી તેમના ધનના ઉપયોગ માટે તેઓ સ્વતંત્ર રહી શકતા નથી. પહેલાના અમીર ઉમરાવોના ધન માટે પણ આ પ્રમાણે જ સમજવાનું છે. તેમને તેમની જાગીરોનો ખર્ચ નિભાવવાનો હોય છે, કિલ્લાઓ દુરસ્ત કરાવવાના હોય છે તેમ તેમના મુલક સંબંધીનાં કરજો પણ હોય છે. તે ઉપરાંત તેમને તેમનાં કુટુંબનો મોભો જાળવવાનો હોય છે અને વારસો માટે ધન રાખવાનું હોય છે. મી. કાર્નેગીને કોઇનું કોઇ પ્રકારનું દેવું નથી. તેને માત્ર એક ત્રણ વર્ષની દીકરી છે તેને માટે જો પોતાની એક મહીનાની આવક બાજુએ મુકે તો તે દીકરી માટે બહુ થઇ ગઇ કહેવાય. દિકરાને સર્વ શક્તિમાન કાંચન આપવું એ શાપ આપવા બરાબર છે એવું મી. કાર્નેગીએ પહેલાં કહ્યું હતું. અને જો કે તેને દીકરો નથી તોપણ કેટલાક ફેરફાર સાથે તે આજ નિયમ પોતાની દીકરીને પણ લાગુ કરશે."

---

# બાનુઓને દેશી વૈદકની આવશ્યક્તા.

ગયા દશકામાં જર્મની સાથેના યુદ્ધના પરિણામે પરદેશી દવાઓ ઘણી મોંઘી થઈ ગઈ છે. ડાક્ટરોએ રોજની દવાની ફી ચાર આનાથી વધારીને ૮-૧૨ આના અને મોટા ડાક્ટરોની ફી તો એક રૂ. થઈ ગઈ છે. કેટલાક ડાક્ટરો દેશી ઝાડપાલાના ઉકાળાઓ અને ચુરણોને પોતાનાં ખાનગી નામો આપીને દરદીને તે આપતા થયા, ત્યારથી દેશી દવાને ઉત્તેજન આપવા સંબંધી હીલચાલ જરાતરા જોરમાં આવતી ગઈ છે. તેમજ આયુર્વેદિક કોલેજો, વિદ્યાપીઠો આ દશકામાંજ ઘણાં નીકળ્યાં, અને હવે અશિક્ષિત દેશી વૈદ જવલેજ દેખાય છે. તોપણ હજુ દેશી દવા અને દેશી પદ્ધતિની સરલતા, માફકતા, અને ઉપયોગીતા તથા અનુકૂળતા જેવાં જોઈએ તેવાં પ્રજાની જાણમાં આવ્યાં નથી, ત્યાં સુધી દેશી દવાને જે, ઉત્તેજન અને પ્રજાની સહાનુભૂતિ મળવી જોઈએ તે મળતી નથી. પણ હજી એક આખરનો રસ્તો અજમાવવાનો રહી ગયો છે તે તરફ પ્રજાનું ધ્યાન ખેંચાયું નથી. તે એ કે જો સ્ત્રીઓ વૈદકનો ધંધો શીખે, અને સેંકડો સ્ત્રીઓ આયુર્વેદિક પદ્ધતિથી રોગની પરીક્ષા તથા ઇલાજ કરવાનું શીખે, તો દરેક ઘરની સ્ત્રીઓ પોતાની ખુશીથી અને ઉલટથી દેશી જ દવા કરે. અને સ્ત્રીઓને દેશી દવાના ઇલાજ કરવાનો નિશ્ચય છે એમ જણાય તો મરદો જરૂર તેમાં એકમત થાય. પણ આપણી અશિક્ષિત અબળાઓ કોઇપણ જાતનો પોતાનો મત આપવાને શક્તિમાન થતી નથી. સાધારણ સ્ત્રીઓને તથા બચ્ચાંઓને દવા દેવાનું પ્રત્યક્ષ જ્ઞાન એક વરસમાંસહેજે પુરૂં કરી શકે, અને આજે સેંકડોની સંખ્યામાં જોવામાં આવતી નર્સો તથા મીડવાઈફો આ વૈદકજ્ઞાન મેળવે તો સોનામાં સુગંધ ભેળવવા જેવું બને. આ એક દરેક સ્ત્રીને પોતાનો નિર્વાહ કરવાનું અતિ ઉત્તમ અને પરોપકારી તેમજ જરૂરે સાધન છે. માણસોને તથા બચ્ચાંઓને રોગમાંથી મુક્ત કરવાં તે મોટામાં મોટા પરોપકાર છે. પોતાના ઘરમાં પણ તેનો હંમેશ ઉપયોગ થઇ શકે તેમ છે. વળી કોઈની સહાયતા વિના સ્વતંત્ર રીતે કોઈપણ બિમારનો કેસ લઈ શકશે. વળી સ્ત્રીઓનાં ગુપ્ત દરદો જેનો આ જમાનામાં

વધારો થઈ પડયો છે, તે જો સ્ત્રીઓજ દેશી દવાથી સુધારી શકે તો સ્ત્રીઓ સ્વાભાવિક રીતેપોતાના દરદોને દબાવી અને છુપાવી રાખે છે, તેમ બને નહિ અને ઇલાજ કરવા તરત દોડી જાય. દેશી દવા તો ઘણીખરી ઘરમાંજ હોય છે અને કદાચ બહારથી લાવવી પડે, તો બે ચાર પૈસા કે બહુ તો ૨-૪ આનામાં મળી શકે છે. તેને બનાવી દવા તરીકે ઉપયોગ કરવાથી તાજી દવાનો લાભ દરદીઓને મળે છે. દરેક નાનાં મોટાં ગામોમાં દેશી દવા, ઝાડપાલા તથા વસાણાની દુકાનો હોય છે. પણ તેવી રીતે વિદેશી દવા દરેક સ્થળે મળતી નથી, અને તેનો ઉપયોગ શી આપ્યા વગર થઈ શકે નહિ. પણ દેશી દવા ઘરમાં બનાવી વાપરીએ તે દરેકનો જન્મસિદ્ધ હક છે, અને તેમાં સગવડ પણ ઘણીજ છે. એ બધું જોતાં દેશી દવાની પદ્ધતિમાં કેટલા ફાયદા સમાએલા છે તેનો ખ્યાલ કરો.

પુરૂષ વર્ગ દિવસના કામ ધંધામાં મચેલો હોય છે તેને જો સ્ત્રી વર્ગ દવા કરવાનું ખાતું પોતાને હાથ લઈ સહાય કરે તો પુરૂષને પણ ઘણી સવળીતા પડે. માટે જો આપણા અસલ દેશી વૈદકનો ઉદ્ધાર કરવા હોય, અખીલ સંસારની તંદુરસ્તી સુધારવી હોય, વધતા જતા ડાકટરોની સાથે સાથે વધતી જતી બીમારીઓનો પણ પ્રતિબંધ કરવો હોય, તો બહેનો! દેશી વૈદક શીખો. મુંબઇમાં સ્ત્રીઓ માટે આવો એક મરાઠી વર્ગ ચાલુ છે, તેમ એક ગુજરાતી વર્ગ કેમ ચાલુ ન થાય? શું ગુર્જર સ્ત્રીઓ આ બાબતમાં પછાત રહેશે? નહિ, કદી નહિ. હું ધારૂં છું કે તેઓ આ બાબતથી હજી અજાણ છે. માટે જો કેટલીક બાઈઓ પોતાનાં નામ ઠેકાણાં મને લખી મોકલશે, તો ગમે તે ભોગે પણ એવો એક ગુજરાતી સ્ત્રીઓ માટે દેશી વૈદક વર્ગ તૈયાર કરવાની તજવીજ હું કરીશ. સાર્વજનિક હીલચાલમાં આગળ પડતી બાનુઓ આ કાર્યમાં સહાય્ય કરશે તો જરૂર ફતેહમંદ નીવડશે.

શેઠ નાનીબાઈ ચુનીલાલ જોશી.

( હેડ મીસ્ટ્રેસ મ્યુનિસિપલ ગુજરાતી ગ્રાંડરોડ કન્યાશાળા; મુંબઈ. )

# રાંધણકળા અને વિજ્ઞાન.

આ લેખનો લખનાર પાકશાસ્ત્રી નથી તે છતાં રસોઇના વિષયમાં કંઈપણ લખવાની ધૃષ્ટતા ધરાવે છે તેથી કેટલાકને આશ્ચર્ય થશે, કેટલાકને તિરસ્કાર થશે અને કેટલાક હાંસી કરશે, અને કેટલાક કંઈ વાંચવાનું હશે એમ ધારી વાંચશે પણ ખરા.

રસોઇમાં આપણે ખોરાક આપણા ભોજન સારૂ તૈયાર કરવાનો હોય છે. આપણે અનાજ કાચું પચાવી શકતા નથી, તેથી આપણે અનાજ પાકું કરવું પડે છે. એટલે કે આપણે જે અનાજ આપણા ખોરાકના કામમાં લઇએ તે આપણને પચી શકે, આપણે તેનું લોહી બનાવી શકીએ, આપણું શરીર તન્દુરસ્ત રહે, અને આપણું આરોગ્ય સચવાઈ રહે. પુરૂષ વર્ગે તેમ સ્ત્રીવર્ગે આ બાબત પર ધ્યાન આપી આપણને પાચન થાય તેવો ખોરાક આપણે શી રીતે તૈયાર કરી શકીએ તેની ક્રિયાઓ તૈયાર કરી છે. હવે એ ક્રિયાઓનું રહસ્ય શું છે એ આપણે સમજી શકીએ તો આપણને લાભ થાય ખરો એવું હું માનું છું.

ખોરાક તૈયાર કરવાને આપણે ખાસ કરીને તાપની મદદ લેઇએ છીએ. દરેક ખોરાક તૈયાર કરવા સારૂ ગરમી કેવી રીતે વાપરવી તે આપણે જાણીએ તો જ ખોરાક સારો તૈયાર કરી શકીએ.

આપણે પહેલાં દાળ તૈયાર કરવાનો દાખલો લેઇએ. કાચી, દાળ આપણને પચી શકતી નથી. કાચી દાળને પાણી સાથે લેઇએ તોપણ તે પચી શકે નહીં. કારણ કે દાળ પાણીમાં ઓગળી જતી નથી. દાળનો એવો ધર્મ છે કે ગમે તેટલું ગરમ પાણી નાંખી તેમાં રહેવા દેઇએ તોપણ તે પીગળતી નથી. આ કારણોથી આપણે દાળ તૈયાર કરવી હોય તો પહેલું તપેલીમાં પાણી ગરમ કરીએ છીએ અને પાણી જ્યારે ઉકળે છે ત્યારે તેની અંદર દાળ નાંખીએ છીએ. દાળ નાંખ્યા પછી તેને ઘણીવાર ગરમ પાણીમાં ચૂલા પર રાખી મૂકવી પડે છે.લાંબો વખત ચુલા ઉપર રાખવાનું કારણ એટલુંજ કે ગરમ પાણીના સહવાસમાં ઘણો વખત રહેવાથી દાળ નરમ

થાય છે અને પાણીની સાથે એકરસ થઇ જાય છે. એકરસ થઈ જાય છે તેથી એમ કહેવાય નહીં કે દાળ એ દ્રાવ્ય પદાર્થ છે. એકરસ કરવાનું કારણ એટલુંજ કે આવી તૈયાર કરેલી દાળ આપણને પચાવવી મુશ્કેલ પડતી નથી. દાળના દૃષ્ટાંતથી આપણે એટલું શીખીએ છીએ કે (૧) દાળ પાણીમાં દ્રાવ્ય પદાર્થ નથી, (૨) તેને પાણી સાથે એકરસ કરવા ગરમીની મદદ જોઇએ છીએ. મેં તુવેરની દાળનું દૃષ્ટાંત લીધું છે. ચડવામાં તુવેરની દાળ સૌથી મુશ્કેલ હોય છે. જેટલી બધી દાળ આપણે ખાઇએ છીએ તે બધામાં નાઇટ્રોજન નામનું તત્વ હોય છે. આ તત્વ શરીરના પોષણને સારુ ઉપયોગી છે એટલે આપણા સામાન્ય ખોરાકમાં દાળ તો હોય છે જ. પચવામાં મગની દાળ સારી હોય છે. એનું કારણ કે એમાં નાઇટ્રોજન તત્વ ઓછું હોય છે. આ દાળ સહેલાઇથી ચઢી જાય છે, તેમ માંદા માણસને પણ આ દાળ ખાવાની રજા આપવામાં આવે છે. દાળની અંદર જેટલા બધાં આપણે મશાલા વાપરીએ છીએ તે સ્વાદને સારૂ છે. તેમાંથી કેટલાક આપણી પાચનશક્તિને મદદકર્તા પણ હોય છે.

હવે આપણે ભાતનું દૃષ્ટાંત લેઇએ. કાચા ચોખા આપણે ખાતા નથી. આપણે જાણીએ છીએ કે કાચા ચોખા પાણીમાં નાંખવાથી ખાંડની પેઠે ઓગળી જતા નથી. હવે આપણે ચોખા જો સહેલાઇથી પચે તેવા કરવા હોય તો તેને નરમ કરવા જોઇએ. હવે એક વાત ખાસ યાદ રાખવી કે ચોખા મોંઘા હોય એટલે તેને એરંડીઉં લગાડેલું હોય તો તેને બહુ સારી રીતે ધોવા જોઇએ. જો તેલનું પડ રહી જાય તો ચોખા સારી રીતે ચઢી શકે નહીં. કારણકે ગરમ પાણીની અસર તેલ રહેવાથી સારી થાય નહીં.

દાળ અને ભાતના દૃષ્ટાંતમાં તફાવત એ છે કે ગરમ પાણીમાં દાળ બીલકુલ ઓગળતી નથી, પણ ચોખા થોડા ઓગળે છે. આ વાત આપણને જ્યારે ભાતમાંથી ઓસામણ કાઢીએ છીએ ત્યારે માલુમ પડે છે. ચોખામાં મોટો ભાગ સ્ટાર્ચ અથવા મેદો કહીએ તે હોય છે અને સ્ટાર્ચ એ ઉકળતા પાણીમાં દ્રાવ્ય છે. ભાતના દૃષ્ટાંતમાં આપણે ત્રણ બાબત શીખી શકીએ છીએ: (૧) ચોખા ઠંડા પાણીમાં નરમ થતા નથી તેમ દ્રાવ્ય નથી, (૨) ગરમ પાણીમાં ચોખાનો થોડો ભાગ દ્રાવ્ય થાય છે. (૩) ગરમીની મદદ સિવાય ચોખા પાણીમાં ચઢી શકતા નથી, એટલે ગરમીની મદદથી ચોખાનો પાચન થાય તેવો ખોરાક આપણે બનાવી શકીએ છીએ.

હવે આપણે રોટલીનું દૃષ્ટાંત લઇએ. રોટલી બનાવવા વાસ્તે ઘઉંના

લોટને પાણી સાથે ભેળવે છે અને તેની કણક બનાવે છે. ઘઉંના લોટને પાણી સાથે ભેળવી તેને જ્યારે બરાબર કેળવે છે ત્યારે કણક સારી થાય છે. ઘઉંના લોટને પાણી સાથે ભેળવવાનું કારણ એ છે કે, ઘઉંના લોટને એમને એમ આપણે લોઢી પર શેકવા જઇએ તો તે બળી જાય છે, એટલે કે તેનો કોલસા જેવો પદાર્થ થાય છે. એટલે ઘઉંના લોટને પકવવા સારૂ પાણીની જરૂર છે એ સહેજ સમજાઈ જાય તેમ છે. ઘઉંના લોટમાં મુખ્ય બે પદાર્થ છે: (૧) સ્ટાર્ચ અને (૨) ગ્લુટેન. સ્ટાર્ચનું પ્રમાણ વિશેષ છે અને સ્ટાર્ચ એ "કાર્બો હાઇડ્રેટ" છે અને કોઈ પણ "હાઇડ્રેટ" પદાર્થને આપણે તાપ પર રાખીએ તો તે બળી જાય અને પાછળ કોલસા જેવો કાળો પદાર્થ રહેઃ છે. જેવી રીતે ઘઉંના લોટનું થાય છે, તેવી રીતે ખાંડનું પણ થાય છે એમ જેમણે રસોઈ કરી હશે તેમણે નિરીક્ષણ કર્યું હશે. આથી ખાંડ પણ "કાર્બો હાઇડ્રેટ" છે.

કણક કેળવ્યા પછી તેના લુઆ પાડે છે ને પછી તેને વણે છે. વણ્યા પછી તેને લોઢી અથવા તવા ઉપર દેવતા પર નાખે છે. આવી રીતે કેળવેલા ઘઉંના લોટને તવાપર નાંખવાથી તે લોટ પાકો થાય છે એટલે કે, આપણે તેનો લોટ જલદી પચાવી શકીએ છીએ. તેનું કારણ એ કે સ્ટાર્ચના જે પરમાણુઓ હોય છે તે ફાટી જાય છે અને ફાટી ગયા પછી પચવા સહેલા પડે છે. સાબુચોખાનું દૃષ્ટાંત લેઇશું તો સહેલાઇથી આ વાત સમજાશે. સાબુચોખાનો દાણો એમને એમ ખાઇ જુઓ અને ગરમ પાણીમાં નાંખીએ ત્યારે તે દાણો ફાટીને કેવો નરમ થઇ જાય છે અને માંદા માણસ પણ કેવી સહેલાઇથી પચાવી શકે તેવો થાય છે તે જુઓ. સાબુચોખા એ પણ સ્ટાર્ચ અથવા મેદાવાળો પદાર્થ છે. હવે રોટલી બરાબર સેકાઈ ક્યારે કહેવાય? તેની પરીક્ષા શી? સાધારણ ભાષામાં સ્ત્રીઓ એમ કહે છે કે રોટલીને લાલ ચાંદાં પડે એટલે બરાબર સેકાઈ એમ સમજવું. એનો અર્થ એટલો જ છે, કે સ્ટાર્ચને ધીમે તાપે ગરમ કરવાથી તેનો લાલ પદાર્થ થાય છે, જેને અંગ્રેજીમાં "ડેક્સ્ટ્રીન" કહે છે. આ પદાર્થ સહેજ મીઠાશ પડતો હોય છે. તમે આવો લાલ પદાર્થ ચાખી જોશો અને રોટલીનો બીજો ભાગ ચાખી જોશો તો તમારી ખાત્રી થશે.

દાળ, ભાત અને રોટલીના દૃષ્ટાંતથી આપણને શું શીખવાનું મળ્યું? આપણે ખાસ એટલું શીખ્યા કે ગરમીની મદદ સિવાય તેમ પાણીની મદદ સિવાય આ ત્રણે વસ્તુઓ આપણે આપણા ખોરાક સારૂ લાયક

બનાવી શકતા નથી. તેનાં કારણો પણ ઉપર આપેલાં છે એટલે આ બાબત વાચકના ધ્યાનમાં પૂરેપૂરી આવી હશે.

હવે આપણે લાવશી અને શીરાનું દૃષ્ટાંત લઈએ. આ બે વસ્તુઓમાં ફેર એ છે કે એકમાં લોટ બરાબર પાકો થતો નથી અને તેથી લાવશી પચવામાં ભારે પડે છે. લાવશીમાં પાણી ઓછું વાપરવામાં આવે છે અને તેથી લોટ બરાબર ચઢતો નથી એટલે લોટના કણ ફાટીને નરમ થતા નથી. શીરો કરવામાં પાણીનું પ્રમાણ લાવશી કરતાં ઘણું વધારે હોય છે અને લોટના કણ ફાટે છે અને લોટ પાકો થઇ નરમ થાય છે. આ કારણથી શીરો એ લાવશી કરતાં વધારે સહેલાઇથી પચે એવો ખોરાક છે. આપણે જાણીએ છીએ કે વૈદ લોકો જ્યારે માંદા માણસને માત્રાઓ ખવરાવે છે ત્યારે લાવશી ખાવાનું કહેતા નથી, પણ શીરો ખાવાનું કહે છે. એનું કારણ શીરામાં લોટ ચઢીને પાકો થએલો હોય છે એટલે પચવામાં સહેલો હોય છે અને શરીરને નુકશાનકર્તા નથી. શીરો અને લાવશી બન્ને તૈયાર કરવામાં આપણે પાણી અને તાપની મદદ લેઇએ છીએ, પણ એકમાં પાણી ઓછું વાપરીએ છીએ અને બીજામાં વધારે વાપરીએ છીએ.

હવે આપણે પૂરીનું દૃષ્ટાંત લેઇએ. વાંચકો જાણતા હશે કે વૈદ અથવા દાકતર લોકો માંદા માણસને રોટલી ખાવાની રજા આપે છે, પણ પૂરી ખાવાની રજા આપતા નથી. બન્નેની બનાવટમાં ફેર એ છે કે રોટલી બનાવવામાં આપણે લોટ બાંધીએ છીએ તેમાં પાણીનું પ્રમાણ વધારે રાખીએ છીએ. પૂરી બનાવવામાં પાણીનું પ્રમાણ ઘણું ઓછું હોય છે. રોટલી તવા ઉપર સેકવામાં આવે છે, પૂરી ઘી અથવા તેલની અંદર તળીને થાય છે. પૂરીમાં પાણીનું પ્રમાણ ઓછું હોવાથી લોટના કણ ફાટી નરમ થતા નથી, રોટલીમાં કણ નરમ થાય છે. પૂરી આપણે ઘીની અંદર તળીએ છીએ તેથી ઘી ઘણું ગરમ હોવાથી લોટના કણ સેકાય છે, પણ ફાટીને નરમ થતા નથી. સ્વાદમાં પૂરી વધારે સારી લાગે છે, કારણ કે ઘી અથવા તેલમાં તળવાથી પૂરી લાલ થાય એટલે સ્ટાર્ચનો ડેક્સ્ટ્રીન થાય છે. આ પદાર્થ સ્વાદમાં મિઠાશપડતો હોય છે.

ભાખરીનું દૃષ્ટાંત પૂરીના જેવુંજ છે. તેમાં ફેર માત્ર એટલોજ છે કે પૂરી ઘીમાં તળવામાં આવે છે અને ભાખરી તવા પર સેકવામાં આવે છે. ભાખરી તથા પૂરી રોટલીના કરતાં પચવામાં ભારે હોય છે. રોટલી કરવામાં જેવો તાપ જોઇએ છીએ તેના કરતાં ભાખરી કરવામાં તાપ એક સરખો

અને ધીમો લગાડવો પડે છે. આનું કારણ એ કે રોટલીની કણકમાં પાણીનું પ્રમાણ વધારે હોવાથી લોટ બળી જવાનો સંભવ ઓછો રહે છે. ભાખરી માં પાણી ઓછું એટલે તાપ વધારે હોય અને એક સરખો ન હોય તો લોટ બળી જવાનો સંભવ વિશેષ રહે છે. ભાખરી બરાબર સેકતાં ન આવડે તો કાચી રહેવાનો વધારે સંભવ છે અને તે પચી શકતી નથી. જો સરખો તાપ રાખી સેકી હોય તો સ્વાદમાં મીઠી લાગે છે. તેનું કારણ કે સ્ટાર્ચનો " ડેક્સ્ટ્રીન " નામનો પદાર્થ થાય છે–એટલે રસાયનિક ફેરફાર થાય છે.

આપણા લોકો જેને ત્રણધારી લાવસી કહે છે તે પચવામાં ઉપર જણાવેલી લાવસી કરતાં સારી હોય છે. એનું કારણ કે આ ક્રિયા કરવામાં ઘઉંના કકડા ઘીની અંદર સાંતળી નાંખી તેની અંદર ખાંડ અથવા સાકરનું પાણી નાંખવામાં આવે છે જેથી તે કકડાઓ ગરમ પાણીથી નરમ થાય છે.

સાધારણ રીતે ઘઉંનાં જેટલાં પકવાન થાય છે તેટલાં બધાં ઘઉંના મેદાનાં થાય છે. પકવાન કરવામાં પાણીનો ઘણો ઓછો ઉપયોગ થાય છે અને તે તળીને થાય છે. તેથી મેદો જેવો ફાટીને નરમ થવો જોઇએ તેવો થતો નથી અને તે પચવામાં ભારે હોય છે. પકવાન કરવામાં ખાંડનો ઉપયોગ વિશેષ થાય છે. તેનાં બે કારણ છે. (૧) ખાવાના પદાર્થને ખાંડ પાવાથી અથવા ખાંડનું મિશ્રણ કરી બનાવવાથી સ્વાદિષ્ટ થાય છે. (૨) તે લાંબો વખત રહી શકે છે. તે બગડી જતો નથી એટલે લોટમાં એવો વિકાર ઉત્પન્ન થતો નથી કે જેથી તે ખાવાના કામમાં લેઇ ન શકાય. વળી એ પણ ધ્યાનમાં રાખવું કે જે ખોરાક આપણે લાંબો વખત રાખી ખાવાના કામમાં લેવો હોય તેમાં પાણીનું પ્રમાણ જેમ બને તેમ ઓછું હોય છે. આપણે એક સામાન્ય નિયમ યાદ રાખીશું તો આ બાબતનો ખુલાસો થશે. કોઇપણ અનાજને પાણીની સાથે રાખવાથી તે પોચો થાય છે અને તેમાં લાંબે વખતે દુર્ગંધ મારે છે. કેટલાકમાં જીવો જોવામાં આવે છે. આ બધાનું કારણ એ છે કે કોઇપણ અનાજના લોટની સાથે પાણી ભળે છે ત્યારે તેમાં રાસાયનિક ફેરફાર થાય છે, અને તે રાસાયનિક ફેરફાર થતો અટકાવવો હોય તો તૈયાર કરેલા પકવાનમાં પાણીનું પ્રમાણ જેમ બને તેમ ઓછું રહેવું જોઇએ. આપણા લોકો અનુભવથી આ નિયમ સમજી ગયા છે અને જે ખોરાક લાંબો વખત રાખવાનો હોય તેમાં પાણીનું પ્રમાણ ઓછું રાખે છે અને તેમાં ખાંડનું મિશ્રણ કરે છે.

કેટલાંક પકવાનો ચણાના લોટનાં થાય છે. ચણાના લોટનાં પકવાનમાં ખાંડ પુષ્કળ કરી વાપરવામાં આવે છે અને પાણીનો ભાગ ઘણો ઓછો રાખવામાં આવે છે. ઘઉંના લોટ કરતાં આ લોટમાં સાવચેતી વધારે રાખવાની જરૂર છે, કારણકે ચણા એ નાઇટ્રોજન તત્વવાળો પદાર્થ છે અને તેમાં જો પાણી વધારે રાખવામાં આવે તો એવી વિક્રિયા જલદી થાય છે કે જેથી તે બગડી જવા સંભવ રહે છે. ચણાના લોટની જેટલી વાનીઓ ખાંડ વગરની થાય છે, તેમાં લોટ બાંધવામાં પાણીનો ઘણો ઓછો ઉપયોગ થાય છે અને તળી નાંખવામાં આવે છે જેથી તળ્યા પછી પાણી ઘણું ઓછું રહે છે.

રસોઇમાં કલા કેવી રહેલી છે તે આપણે હવે જોઇએ. કોઇ પણ અનાજનો લોટ બળી જાય માટે તેને પકવવા સારૂ આપણે પાણીનો ઉપયોગ કર્યો. એકલા પાણીના વપરાશથી અનાજ પાકું તો થયું: પણ તેમાં સ્વાદની લ્હેજત બરાબર ન આવી તેથી તેમણે બીજી યુક્તિ કરી તળવાની ક્રિયા શોધી કહાડી. તળવામાં ઘી અથવા તેલનો ઉપયોગ કરવામાં આવે છે. પાણીની વરાળ કરવામાં જેટલો તાપ જોઇએ છીએ તેના કરતાં ઘી અથવા તેલ ઉકળે એટલું ગરમ કરવું હોય તો તાપ વધારે જોઇએ. પાણીની વરાળ ૧૦૦ ડિગ્રી ઉષ્મામાને થાય છે. ઘી અને તેલને એથી વધારે ઉષ્મામાન જોઇએ છીએ. ઘી અને તેલના આ ગુણનો લાભ એ મળે છે કે સ્ટાર્ચનો ડેક્સ્ટ્રીન થાય છે અને તેથી ઘઉંની દરેક વસ્તુ તળ્યાથી સ્વાદમાં મીઠાશપડતી થાય છે.

અત્યારે ગરમી માપવાને સારૂ થર્મોમીટર વપરાય છે, પણ જ્યારે થર્મોમીટર ( પારાની શીશી ) નહોતી ત્યારે પણ ગરમી લોકો અનુભવથી નિયમિત કરી શકતા હતા, અને ગરમી શેમાં વધારે છે તે જાણી શકતા હતા, અને જુદી જુદી વાનીઓ બનાવવા કેવા તાપની જરૂર છે તે સમજી તેવા તાપનો ઉપયોગ કરતા હતા. આપણે જાણીએ છીએ કે બાટી છાણાના તાપથી સેકાય તો સારી થાય છે અને તેને છાણાની રાખમાં રાખી મુકે છે, તેનું કારણ એજ કે તેનાથી એક સરખો ધીમો તાપ મળી શકે છે. આપણે બધા જાણીએ છીએ કે લાકડાના પૈડાને જે લોઢાની વાટ ચઢાવે છે તેને પહેલી છાણાના તાપથી લાલચોળ કરે છે. આમાં મુખ્ય સિદ્ધાંત એટલો જ છે કે છાણાનો તાપ બધી જગાએ સરખો લાગવાથી તેની

ગોળાશમાં ફેર પડતો નથી અને ઠંડી કરવાથી વાટ સજ્જડ બધી જગાએ સરખી બેસી જાય છે.

ઉંધીયું કરવામાં પણ કેવો તાપ વાપરીએ છીએ તે પણ બધાની જાણમાં છે. જે જે શાક માટલાની અંદર હોય છે તે શાકમાં પાણી હોય છે અને બહારથી તાપ લગાડવાથી તે પાણીની વરાળ થાય છે અને તે વરાળથીજ અંદરનું બધું શાક બફાય છે અને ચઢી જાય છે.

ઢોકળાં કરવામાં આપણે ફક્ત વરાળનોજ ઉપયોગ કરીએ છીએ. એટલે તાસકમાં જે પદાર્થ રાખેલો હોય છે તે વરાળથીજ ચડી જાય છે અને સ્વાદિષ્ટ લાગે છે.

છેવટે એટલુંજ જણાવવાનું કે રસોઈ એકલા છે પણ કલાના વિકાસ સારૂ કયા સિદ્ધાંતનો ઉપયોગ કલામાં થાય છે તે જાણવાની જરૂર છે. અવલોકન અને અનુમાન કરવાથી સિદ્ધાંતો એની મેળે સમજાય તેવા છે. કલાનો વિકાસ જે શાસ્ત્ર જાણે તે કરી શકે તેમ નથી; પણ જે બારીક અવલોકન કરી શકે અને પોતે વિચાર પૂર્વક દરેક કામ કરે તો કલા દીપાવી શકે.

રસોઈમાં વાનીઓ તો ઘણી બને છે, તે બધાનું આ નાના લેખમાં અવલોકન થઈ શક્યું નથી. પણ અવકાશે બીજી મુખ્ય મુખ્ય વાનીઓ બનાવવામાં શા સિદ્ધાન્ત સમાયેલા છે, અને તે જાણવાથી રસોઈમાં કેવા કેવા ફેરફાર થઈ શકે તેની આપોઆપ સમજ પડે તેવાં દૃષ્ટાન્તો લઈને વિવરણ કરીશું.

સાંકળચંદ જેઠાલાલ શાહ.



# સાચું સેવામંડળ.

[ લખનાર:—રા. રા. કેશવપ્રસાદ છો૦ દેસાઈ. ]

"ઓહો કાન્તાબેન! આજે તમે ક્યાંથી ભૂલાં પડયાં? આવો, આવો બેસો."

"જરા આ તરફ ગઈ હતી, એટલે મનમાં થયું કે લાવને, શાંતાને ઘણા દિવસથી મળી નથી તો મળતી જાઉં."

"આ તરફ તમે ક્યાં ગયાં હતાં? ભલી તમને આજે નવરાશ મળી? કાંઈ લેખ લખવાના ન હતા?"

"બહેન! આપણે જો નિયમિત કામ કરીયે છીયે તો વખતનો તો ટોટોજ નથી. હું દરેક કામના વિભાગ પાડું છું અને તેમાંથી નકામી બાબતો હોય તે પડતી મૂકું છું. રોજ બપોરે મને ૭ કલાક મળે છે. તેમાં વાંચવું, લખવું અને સમાજ વ્યવહાર અથવા સમાજસેવા, એમ વિભાગ કરેલા છે."

"હવે વળી તમારે વાંચવાનું શું રહ્યું છે? તમે બી. એ. તો થયાં. મ્હારા જેવી મેટ્રીકથી રખડી ગઈ હોય તેને વળી વાંચવાનું હોય. અથવા તો જે સહેજસાજ ભણ્યું હોય તેને આગળ જ્ઞાન વધારવાનું હોય."

"શાંતા! તું કેમ આવું બોલે છે? જ્ઞાન તો અગાધ છે. એ તો મેળવીયે એટલું ઓછું. પરંતુ બધું જ્ઞાન મેળવવાનો વખત તો કોઈને પણ ના મળે. હું પણ મુદ્દાસરજ વાંચું છું."

"હમણાં તમે શું શું વાંચો છો? મ્હને તો કોણ જાણે વખતજ નથી મળતો. પણ તમે કહો છો તેમ જો ટાઈમટેબલ પ્રમાણે કામ કરીયે તો તો વખત મળે ખરો. મ્હને કાંઈક વાંચવાનું આપો."

"હા, આપીશ. તારી પાસે તો મ્હારે બહુ કામ લેવાનાં છે. તારો વખત શેમાં જાય છે તે મ્હારાથી તો સમજાતું જ નથી. તારો વસ્તાર ઓછો છે. પ્રમાણમાં તને સ્વતંત્રતા વિશેષ છે. તારાં સાસુ બહુજ અનુકૂળ સ્વભાવનાં છે. મેટ્રીક સુધીનું તને જ્ઞાન છે. જો તું ઉમંગભેર મ્હને મદદ કરે તો આપણે ઘણાં કામ કરી શકીયે."

"હું શું ધૂળ કરી શકું? આપણે ભણવાનું છોડ્યું પછી ખાસ કાંઈ

વાંચ્યું નથી. મ્હને મંડળ કે મેલાવડાઓમાં ભાષણ કરતાં આવડતું નથી. મ્હારાથી ઘરનું આંગણું છોડીને ગામડે ગામડે સ્વરાજ્ય લેવા જવાય તેમ નથી."

"ના. આપણે સ્વરાજ્ય ઘરમાં બેઠા લઇશું. તું એકવાર મ્હને કહે કે તું મ્હને મદદ કરીશ. જો બેન, આસપાસ નજર કર. આપણીજ નાત તરફ જો. આપણે આપણામાંથીજ કેટલાંએક દુઃખ દૂર કરી શકીયે તો બહુ લાભ થાય. આપણું મંડળ તે આપણે બે જણાં. મ્હારે તારા જેવી શાંત અને સરળ સ્વભાવની બ્હેનપણીની મદદ જોઇયે છીએ. વળી આપણે નાતની અંદર કામ કરવાનું છે. તેમાં જાહેરાત ન જોઇયે, કે ટીકા ના કરવી જોઇયે. નહિ તો આપણે જેને મદદ કરવા જઇયે તે આપણી સેવા સ્વીકારે નહિ. આ શરતો તને તો બહુજ અનુકૂળ પડશે."

"પણ આપણે બે એકલાં શું કરી શકીયે?"

"આપણે એકલાં કેમ છીયે? જ્યાં સારા વિચાર અને ઉત્તમ કાર્ય છે, ત્યાં પ્રભુની મદદ છે. વળી તારા બનેવીની પ્રેરણાથીજ આ કાર્ય મ્હેં ઉપાડયું છે, અને જરૂર પડતાં આપણે બીજી બ્હેનપણીઓને બોલાવી લાવીશું; અને જો કામ ઠીક થશે તો મદદ તો મળી આવશે."

"ઠીક, હવે સમજી. એમ કહોને કે મોતીભાઈ પણ આમાં સામેલ છે? જાઓ હું તમે કહેશો તે કરીશ."

"ઠીક પણ મનુભાઈને તો વાત કરવી પડશે. જુઓ, આપણે અત્યારે આપણું "સેવા-મંડળ" સ્થાપ્યું. તેમાં બે સભાસદ, તમે અને હું. અને બે પુરુષ સહાયક. આપણી ચારેની સભા રવીવારે સાંજે ચાર વાગે મ્હારે ત્યાં. આપણે ન્હા પીશું અને બધો કાર્યક્રમ બે પુરુષોની મદદથી ઘડીશું."

"હા, હા, એ ઠીક ફાવશે."

* * * *

"કેમ કાંતા ભાભી! તમે શાંતાના મગજમાં શું ભૂત ભરાવ્યું છે? એ તો મોટી સમાજ-સેવિકા થવા તૈયાર થઈ લાગે છે. એ શું ઉકાળવાની છે? એક એનું રોજનું ક્રોનિકલ તો વાંચતી નથી. હમણાં હમણાં "ગુજરાત" માંની વાતો વાંચે છે. અને પેલી બાર સહાન સન્નારીઓની હરિફાઈ હતીને, તેમાંનાં નામ જોઈને એને શૂર ચઢયું લાગે છે. એના મનમાં એમ હશે કે આવતા વર્ષની હરિફાઈમાં એ પોતે પણ બારની અંદર આવી જાય! ભલે તે ગમે તે હોય પણ આજે આપણને તો આ ન્હા પાણીનો લાભ મળ્યો. મોતીભાઈને તમે એવા વશ કરી લીધા છે કે કોઈ દિવસ અમને તે બોલાવતા જ નહોતા."

"ના. મનુભાઈ, આજે કાંઈ ગપાટા મારી નાશી જવાશે નહિ. મગજને બરોબર કસવાનું છે. તમારી મદદની પણ અમને જરૂર છે. તમારા જેવા જાણીતા વકીલ સાહેબને અમારી મ્હાની શી પડી હતી ?"

"ઠીક, ભાઈ, ઠીક. તમારી જોડે શી ચર્ચા કરવી ? જે હુકમ હોય તે ફરમાવી દો. મોતીભાઈ પણ અંદર સામેલ છે, એટલે મ્હારે માથે કાંઈ પડવાનું નથી."

"જુવો મનુભાઈ, હું ઘણા સમયથી આપણી નાતની સ્થિતિ બારીકાઈથી તપાસું છું. બહાર જે દેખાય છે તેના કરતાં અંદરની હકીકત જુદીજ છે. કેટલાંએક કુટુંબોની આર્થિક સ્થિતિ બહુજ ખરાબ છે. જુના વખતમાં તો આવાં કુટુંબોને પૈસાદાર સગાંનો બહુજ આશ્રય હતો; પરંતુ આ જમાનામાં તેવો આશ્રય કોઈ લેતું નથી અને આપતુંયે નથી. આવાં કેટલાંએક કુટુંબો બિચારાં રહેંસાઈજ જાય છે અને તેમાં સ્ત્રીઓની સ્થિતિ તો બહુજ દયાજનક છે."

"પણ તેમાં આપણાથી શું થઈ શકે ?"

"ઘણુંયે થઈ શકે. આવાં પાંચ કુટુંબો સાથે મ્હેં પરિચય વધાર્યો છે. દૂરનું કે પાસેનું સગપણ ખોળીને મ્હેં એમને ત્યાં જવા માંડ્યું. પહેલાં તો હું ભણેલી એટલે એમને મ્હારા તરફ કાંઈક તિરસ્કાર હતો. પણ એકાદ છોકરાને ચોપડીઓ લઈ આપી; એકને ઘેર સસ્તાં લુગડાં આપ્યાં, એટલે અમારે સ્વાર્થનાં સહીપણાં બંધાયાં. સ્ત્રીઓ સ્ત્રીને પેટની વાત કહે. એટલે આ પાંચ કુટુંબની હું બધી વાત જાણું છું. એકનોજ દાખલો લ્યો. પુરૂષનો પગાર પાંત્રીસનો છે. ઘર ભાડાનું છે, અને મેલેરીયાવાળું છે. ચાર બાળકો છે. બાઈને પીયરનું કાંઈ નથી. છ જીવ પોષવાનાં અને ઢાંકવાનાં. પુરૂષ નોકરી ઉપરાંત બીજું કામ કરવા ખુશી છે, પણ તેને તે મળતું નથી. મોટી છોકરી નવ વર્ષની છે, તેને નિશાળેથી ઉઠાડી લીધી. કારણ તેને નિશાળે જવા લુગડાં સારાં જોઈએ, અને ચોપડીઓનું ખર્ચ થાય."

"અરેરે ! ગરિબાઈમાં કેળવણી કેમ વધે !" મનુભાઈ વચ્ચે બોલ્યા: "આપણી નાતમાં આવાં કુટુંબો હશે તેનો મ્હને કાંઈજ ખ્યાલ નહોતો: આપણે એક ફંડ ખોલીને આ લોકોને મદદ આપીએ તો ?"

"વાહ મનુ ! તું એમ ધારે છે કે આ લોકો દેખીતી ભીખ માગશે !" મોતીલાલ બોલ્યા.

"પણ ત્યારે આપણે તેનો પગાર શી રીતે વધારીએ ?"

"જુવો, અમે બંને જણાંયે આ બાબતનો વિચાર કર્યો છે. આપણે થોડાં અનુકૂળ ગૃહ-ઉદ્યોગો શોધી કાઢવાના છે. બધાં દુઃખનું મૂળ દરિદ્રતા છે. બીજી થોડી કમાઈ તેઓ કરી શકે તો એમનું બધુંજ દુઃખ જાય. મેલેરીયાવાળું ઘર પણ બદલી શકે, અને છોકરીને પણ ભણાવી શકે. ક્રમની વાત વળી ક્રમ ક્રમે થઈ પડે."

"આવા ગૃહ-ઉદ્યોગો આપણા દેશમાં ક્યાં છે?

"આપણા દેશમાં ના હોય તો ઉભા કરવા એ હવે આપણા મંડળનું કામ. જુવો બહુ મોટાં શહેર ના હોય, ત્યાં તો ગાય રાખી શકાય. તેનું દૂધ કે ઘી વેચાય, અને છાશમાંથી છોકરાંને પોષણ પણ મળે. અમે એક બ્રાહ્મણને ઘેર ત્રણ ગાયો જોઈ છે. પાંચ વર્ષમાં બધો હીસાબ કાઢતાં તે એક હજાર રૂપિયા કમાયો. પ્રથમ એક ગાય લીધી હતી. ઘરનાં બૈરાં બધું કામ કરતાં હતાં. અને આંગણે ઢોર બંધાય છે. આ એક ગૃહઉદ્યોગ."

"હા. આ તો બહુજ ઉપયોગી ગૃહ-ઉદ્યોગ. સારૂં દૂધ પાડોશીઓ ખુશામત કરીને વેચાતું લે, અને ઘરગતુ ઘી પણ ઉપડી જાય. વળી ઘરનાં માણસને પુષ્ટીકારક છાશ મળે. પણ આપણી નાતનાં બૈરાં એ કામ કરશે?"

"કરવું તો પડે જ ને! ભૂખે મરવા કરતાં, અને બચ્ચાંને અભણ રાખવા કરતાં આવું કામ કરવું શું ખોટું? કાંતાનું કામ એ કે તેમણે આ લોકોને આવું કામ કરવા સમજાવવાં; અથવા તો પહેલાં આપણેજ એક ગાય રાખીયે. ગાય લેવાના પૈસા આપણે આ લોકોને ધીરવા જોઇયે."

"અમારાં ગ્રેજ્યુએટ કાંતાબેન ગાય દોહવા બેસશે ત્યારે દેખાવ જોવા જેવો થશે." શાંતા બોલી.

"ચોખ્ખું તાજું દૂધ ખાવા મળે, મઝાની છાશ મળે, તો ગાય દોહવામાં ખોટું શું છે? એવાં દૂધથી તો આપણાં ફીક્કાં શરીર રાતાં ચોળ થઈ જાય. જસોદા માતાનું ગૌદોહનનું ચિત્ર કેવું સારૂં લાગે છે?" કાંતાએ કહ્યું.

"બીજી એક બાબત છે, તેમાં વ્યવસ્થાની વિશેષ જરૂર છે. આપણાં દરેક શહેરમાંનાં કેટલાંક કુટુંબો મુંબાઈ વસે છે. તેમને અથાણું, પાપડ, અને મુરબ્બા, મુંબાઈમાં કરવાની સવડ કે આવડ હોતાં નથી. તેમને જે ા માલ પૂરો પાડવાનું આ ગરીબ કુટુંબો માથે લે તો બંને પક્ષને લાભ થાય."

"હા, એ વાત આપણી [illegible]નાં કુટુંબોને સરળ પડી જાય, ખરી. અસલના વખતમાં પૈસાદાર ઘરોમાં તેમનાં ગરીબ સગાં આ બધાં કામમાં મદદ કરતાં હતાં. અને તેના બદલામાં તેમને અથાણાં મફત મળતાં. અને

વળી ફસલ વખતે પોતાના ખેતરમાંથી આવેલા દાણા પણ તે સગાંઓને ઘેર જતા હતા. પણ હવે તો અનાજ મોંઘું થયું એટલે સૌના જીવ ટુંકા થયા."

"લ્યો જુવો, મનુભાઈ. મને અથાણું કરતાં આવડે છે કે નહિ તે ચાખી તો જુવો." એમ બોલી કાંતાએ ચાર પાંચ જાતના અથાણાની નાસક મ્હોં આગળ ધરી.

"અરે કાંતાભાભી, આ બધું ક્યાં શીખ્યાં? તમારા બી. એ. ના ક્રમમાં તે આવે છે કે? બહાર તો લોકો વાતો કરે છે કે તમને રોટલી વણતાં પણ નથી આવડતી, તેથી પાંઉ લાવીને ખાવ છો, અને તમે તો વળી અહીં, અથાણાં, પાપડ, વડી, શેવ, વગેરે તૈયાર કર્યું છે, અને રસોઇયો તો છે નહિ. આ પુરીયો તમારી કરેલી છે?"

"લોકો તો ભલે વાતો કરે. એ બીચારાં શું જાણે? પણ એમનું અથાણું બગડવાનાં કારણો હું તેમને બતાવી દઉં. ગૃહવિજ્ઞાનનાં પુસ્તકો મ્હેં વાંચ્યાં છે. અને પાંઉ તો હું ઘણીવાર મંગાવું છું. એટલે કદાચ લોકોને લાગ્યું હશે કે મ્હને રોટલી નથી આવડતી. પણ જુવો, સમાજ સેવાની વાતોમાં પેટસેવા અધુરી ના રહી જાય માટે ખાવામાં ધ્યાન રાખજો."

"એ તો ઠીક. પણ તમે ગાય રાખવાનું, અને અથાણાં પાપડ બનાવવાનું, એમ બે વાનાં ગૃહ-ઉદ્યોગ માટે સૂચવો છો. ત્યારે કોરો ભરવાનું કે એવું કાંઈ ના કરી શકાય?"

"હા, કરી શકાય. પણ પહેલાં ભરતાં આવડવું જોઇયે, અને પછી તે માટે ઓડર મળવા જોઇએ. મુંબાઈમાં ઘણી પારસી બાઈઓ આવું દુકાનદારોનું કામ કરી આપે છે. એટલે તેમને બધી ચીજો તે દુકાનદાર પુરી પાડે છે. વળી પારસણોને ભરવા ગુંથવાની આવડત પણ સારી હોય છે. પરંતુ બ્હારગામમાં એ બધું કામ અનુકુળ ના થઇ પડે. અને વળી હમણાં ફેશનો પણ બદલાતી જાય છે."

"હા, હા, ત્યારે કાંતાબેન! આ રેંટીયો ચલાવે તો ઠીક ના પડે? અને વળી મહાત્માજીનો હુકમ પાળ્યો ગણાય." શાંતા બોલી.

"હા, રેંટીયો પણ સારો છે. પરંતુ પ્રથમ સારી પુણીઓ જોઇયે. અને પછી સુતર વણાઇ શકે તેનું નિકાળવું જોઇયે. તેમ થયા પછી પણ આવક વધારે થવા સંભવ નથી, તે કરતાં તો જો શાળ એક ઘરમાં હોય અને તે ચલાવતાં આવડે, તો પછી આવક સારી થાય ખરી. આપણે એ પ્રયોગ પણ કરવા જેવા છે. મીલમાંથી સારું સુતર આણવું અને ઘરમાં મુક્તિ રોજ-

વાળાઓ પાસેથી શાળ લાવીને મૂકવી. બપોરે સ્ત્રીઓ ચલાવે, અને રાત્રે મરદ ચલાવે. અને આ બદલાયલી ફેશનમાં આવી શાળમાં વણાયલાં લુગડાં ધોતીયાં ચાલ્યાં જાય. ટુવાલ માટે પણ શાળ આવે છે. પરંતુ આ શાળો લેવા માટે બસેં રૂપિયા પહેલાં જોઇયે. પછી સુતર આણવું જોઇયે, અને ત્યાર પછી માલ વેચી શકવો જોઈયે. આ કામ આપણું આ મંડળ કરે."

"ત્યારે આપણે હમણાં એક કુટુંબમાં ગાય અપાવીયે. એક કુટુંબમાં શાળ અપાવીયે, અને બાકીના એક બે કુટુંબ માટે ખાનગી રીતે અથાણાં પાપડના ઓર્ડર મોકલીયે તો કેમ ?"

"બહુજ સારૂં. આટલી શરૂઆત થાય તો કાંઈ ખોટું નથી. જુવો મનુભાઇ મુક્તિફોજવાળા સાથે પત્રવ્યવહાર કરી શાળની ગોઠવણ કરે. તેમજ તેમની પાસેથી સુતર ક્યાંથી અને કેવું લાવવું, તે પણ જાણી લે. ગાયો તો મ્હેં બે મંગાવી છે એટલે તેમાં કાંઈ કરવાનું નથી. પાપડ અથાણા માટે હું મુંબાઈમાં મ્હારી બેનપણીઓને લખું, અને શાંતા તેની બેનપણીઓને લખે."

"ત્યારે મોતીભાઇ શું કરશે ?"

"મોટી વાત તો રહી. આ બધા માટે હાલ થોડાં નાણાં જોઇશે. જો બધું ઠીક ઠીક ચાલશે તો તો આપણે એ નાણાં પાછાં વસુલ કરી શકીશું. પણ હાલ તરત રૂ. ૫૦૦ આ કામ માટે મ્હેં જુદા કાઢ્યા છે. આ ઉપરાંત મ્હારા મનમાં એક બીજો પણ ખ્યાલ છે. કેટલાંક રમકડાં જો. વૈર બેઠાં સ્ત્રીઓ બનાવે તો તે દુકાનોમાં વેચવા મુકી શકાય. કપડાની ઢીંગલીઓ બનાવવામાં બહુ આવડત નથી જોઇતી. જો તે લોકપ્રિય થાય તો તેમાંથી સારી આવક મળે. ઢીંગલીઓ ઉપરાંત જાનવરો પણ બનાવી શકાય. આ ઉદ્યોગ જો ચાલે તો સ્વદેશી હીલચાલને પણ લાભ મળે. હમણાં હજારો રૂપિયાનાં પરદેશી રમકડાં ખપે છે. આમાં સંચાનો કાંઈ ખપ પડે નહિ."

"હા, એ ખરૂં. પણ મોતીભાઇ, શીવણમાંથી કાંઇ આવક ના થઈ શકે ?" શાંતાએ પૂછ્યું.

"તેમાંથી એ થઇ શકે. પરંતુ વ્યવસ્થા વધારે સારી જોઇયે. ઓર્ડર મેળવવા જોઇયે, આવડત જોઇયે, અને શીવવાનો સંચો પણ જોઇયે. તમે ધીમે ધીમે એક વેતરવાની ક્લાસ કાઢજો અને તેમાંથી પાર ઉતરેલાને શીવવાનું કામ લાવી આપજો. હાલ તરત તો કાંઈ થાય નહિ."

"ત્યારે શું આ ઉપરાંત ઘરમાં બેઠા કમાણીનાં કાંઈ બીજા માર્ગ નહિ હોય?"

"છે. અમારી પાડોશમાં આ વૈદ્ય છે, તે કેટલીએક દવાઓ બનાવીને વેચે છે. તે પેક કરવાનું કામ ઘરમાં બેઠાં સ્ત્રીઓ કરી શકે. કાર્ડબોર્ડની પેટીઓ પણ નાનો સંચો હોય તો બનાવી શકાય. કેટલાંએક બૈરાં દાળ વીણવા પણ લાવે છે. પરંતુ તેમાં કાંઈ મળતર બહુ નથી, તથા સ્ત્રીઓ હલકા દુકાનદારોના સહવાસમાં આવે તે પણ બહુ ઇચ્છવા લાયક નથી."

"ત્યારે હાલ તરત તો આપણું આ ન્હાનું મંડળ, ન્હાનો સરખો કાર્યક્રમ અમલમાં મૂકે તેજ ઠીક છે. પછી ધીમે ધીમે બીજા વિચાર કરીશું."

"અરે પછી તો આપણે મંડળ મોટું કરીશું અને નાતની વાડીમાંજ સ્ત્રીઓને ભેગી કરીને કાંઈક કાંઇક શીખવવાની ગોઠવણ કરીશું."

"ખરી વાત. પણ આપણું મંડળ તે સમાજસેવામંડળ છે, એ ભૂલવાનું નથી. ઘરગતુ-ઉદ્યોગો ઉપરાંત બીજા વિચારો પણ આપણે કરવાના છે. બાળઉછેર, સગર્ભા સ્ત્રીઓની સંભાળ, સુવાવડ વખતે સંભાળ, મુખ્ય રોગોમાં માવજત કરવાની રીત, વગેરે બાબતો ઉપર આપણે લખાણો લખાવી તે વહેંચવા જોઈએ તેથા ચોપાનીયામાં મોકલવા જોઈયે. ગરીબ વિદ્યાર્થીઓને ફી અને પુસ્તકની મદદ મળે તે માટે પણ તજવીજ કરવી જોઇએ."

"હા, એ બધું ધીમે ધીમે થશે. અત્યારે તો હવે સ્હેજ પુરી થઈ હોય તો પાનસોપારી લ્યો, અને ફરી પંદરે દિવસે પાછા અત્રે પધારજો." કાંતા બોલી અને સૌ હસીને વિખરાયાં.




[ લખનાર—રા. રા. પુષ્કરરામ વામનરામ મહેતા, એમ. એ., એલએલ. બી. ]

"અરે મા, દાદીમા, તમે ક્યાં ગયાં હતાં! જરા કોઇને કહ્યું પણ નહિ!" એજ સવાલ કરી આ પીટયાંઓ હું પાછી આવીશ ત્યારે મને પીંખી નાંખશે. ત્યારે હવે તો ગમે તે થાય. મારાથી હવે આ નથી વેઠાતું. આજ કાલ કરતાં મને શીત્તેર વરસ થયાં, તેનું આ રડયાંઓને કોઇને ભાન છે? જાણે હું ઘરની ચાકરડી ને સદાની જુવાન તે બધાં મને કામ સોંપતાં આવે, ને હું બધાંની દબાયલી તે બધાંને મારે વખાસર કરી આપવુંજ પડે."

રતન ડોશી દિવસમાં પાંચમી વખતનો પુંજો કહાડતાં ઉપર પ્રમાણે બબડતાં હતાં. ડોશીમા તેના દીકરાના દીકરાની સાથે રહેતાં હતાં. પહેલાનાં ફરજંદો પૈકી કોઈ અત્યારે જીવતું નહોતું. મોટા દીકરાનો એક દીકરો હતો તેના ઘરમાં રહેતાં હતાં. એ દીકરાની બીજી વારની વહુ હાલના જમાનાની અડધી ભણેલી, અડધી કાચી એવી હતી. ઉછળતું લોહી, વાંચતાં લખતાં આવડે, બીજી વારની અને પરમેશ્વરની કૃપાથી એકાદ વરસથી છોકરાની મા થયેલી એટલે ચંચળ વહુના મીજાસ અને દીમાગનું પૂછવુંજ શું? ડોશીના દીકરાનો દીકરો કેશવ મીલમાં નોકરીએ હતો એટલે ઘરમાં એનું બહુ માનું નહોતું. કેશવની બે ન્હાની બ્હેનો પણ તેની સાથેજ રહેતી. તેઓ બન્ને હજી પરણેલી નહિ હોવાથી, વખત ગાળવા નિશાળે જતી હતી. સ્વાભાવિક રીતે આજના વખતની ઉચ્છ્રૃંખળતા તેમનામાં હતી. ડોશીમાનાં જુના વખતનાં કસાયલાં હાડકાંને મહેનત અને કસરત વગર ચેન પડે નહિ એટલે તેઓજ ઘણું ખરૂં ઘરનું કામકાજ કરતાં હતાં. પરન્તુ હવે શીતેર વરસની ઉમ્મરે તેઓને જરા થાક લાગતો હતો તેથી કોઇ કોઇ વખત કંટાળી જતાં હતાં. આજે પણ એ મુજબ કંટાળેલાં હતાં, અને ઉપર આપણે વાંચી ગયા તેમ બબડતાં બબડતાં પુંજો કહાડતાં હતાં. તેવામાં ચંચળવહુ નાના બટુકને લઇ આવીને ડોશીમાના મ્હોં આગળ મૂકતી બોલી:—

"જો મા, આ બટુકને રાખજો હોં, જરા હું ગોરધનનાથજી જઇ આવું. જો જો રડે નહિ હોં. એને તમે ઉચકીને ફરતાં ના. વળી કંઇ પાડી બાડી

નાંખશો તો ભોગ મળશે; ને કંઇ ગમે તેવું ખાવા બાવાનું આપશો નહિ. હમણાંજ મેં એને ધવાડ્યો છે. તેને એકલો મૂકીને કંઇ જશો ના; કુતરૂં બિલાડું કંઈ નખબખ મારી જશે. લ્યો હું જાઉં છું. સાચવજો. ને હા, હું મોઈ ભૂલકણી ભૂલીજ ગઈ. રાતે ખીચડી કરવાની છે તે દાળ ચોખા વીણી મૂકજો. જો જો ભૂલતાં નહિ. ” આ પ્રમાણે હુકમો છોડી, ડોશીમાના જવાબની રાહ જોયા વગર ચંચળવહુ ચાલતાં થયાં.

“ મોઇ રાંડ ક્યાંથી આવી છે કોણ જાણે ! ભગવાન મારૂં મોત પણ નથી લાવતો કે આ બધાંની ગુલામગીરીમાંથી છુટું. રાંડ ચીબાવલી મને શીખામણ આપવા આવી. છોકરાને આમ ન કરશો ને તેમ ન કરશો. અને મારા પેટનાં જણ્યાં એક બે નહિ પણ સાત છોકરાં હતાં. તેને ઉછેરવા એ આવી હતી ? મેંતો કોઇને પાડી નાંખ્યાં નથી. એતો ભગવાનની મરજી એવી ને કોઇ જીવ્યાં નહિ; તેમાં મારો વાંક શો ? જો તો ખરી વાત લાવી છે તે ? હવે તો બા નથી વેઠાતું. આજે રાતરે જતીજ રહું. હું નહિ હોઉં ત્યારેજ ખબર પડશે. હમણાં વળી એમ જાણ્યું કે પેલી બે ડાહીઓ નિશાળેથી આવશે તે છણકા કરતી આવશે. બળ્યું. વખતે કેવો આવ્યો છે ! ઘરડે ઘડપણ આટલાં ટચુકીયાં છોકરાંના મીજાસ મારે ખમવા પડે છે. હવે તો જાઉંજ. બસ. જરા જોઉં તો ખરી ડોશીમા વગર કેમ ચાલે છે તે ! ”

ડોશીમાએ બબડતાં બબડતાં એક ગવન, એક ચણીયો, એક ચોળી અને એક લોટી એટલી ચીજોની એક નાની પોટલી બાંધી, પરસાળમાં લાકડાં પડ્યાં હતાં તેમાં સંતાડી. એટલામાં છોકરીઓ નિશાળેથી આવી.

“ મા, નાસ્તો તૈયાર છે કે ? કંઇ તાજું કર્યું છે તે ટાઢુંજ જોઇસવાનું છે ? તમારા જેવું કોઇ આળસુ જોયું નહિ. મા લો ખરૂં કહું છું. ” મધુકાન્તાએ ઘરમાં પેસતાંજ ધુંજારો શરૂ કર્યો. “ સો ટકાની વાત કરી, ખરૂં. મેં મારા બદનને બટન ટાંકવાનું આજે ચાર દહાડાથી કહી મૂક્યું છે, પણ મા તો હવે જાણે કંઇ કરતાં જ નથી. ” લલિતાએ ટાપુશ પૂર્યો. ચંપલ ઉતારી, ચોપડીઓ કબાટમાં મૂકી બન્ને છોકરીઓ રસોડામાં દોડી ગઇ.

“ મર. મા તો જાણે બધાંની ચાકરડી. કોઇનાં લૂગડાં દેવાં, કોઇનાં બટન ટાંકવાં, કોઇનું કંઈ કરવું ને કોઇનું કંઇ. મુવાઓનાં પોતાનાં હાથ તો બધા જાણે ભાંગીને ભુકા થઈ ગયા છે. રામજીની મારફ નાચવું કુદવું હોય તો તેમાં તૈયાર, બસ. નક્કી આજે તો જવું જ”. ડોશીમાએ

૧૮ નિશ્ચય કર્યો.

રાને દસ વાગે ઘરમાં બધું શાન્ત થયું ત્યારે ડોશીમા ગ્રંતાડેલી પોટલી લઈ ઘરની બ્હાર નીકળ્યાં, અને સ્ટેશનેથી એક ડોશી સાથે સંદેશો કહેવડાવ્યો કે સારો સંગાથ મળવાથી પોતે જાત્રાએ ગઈ છે માટે કોઈએ તેની ફીકર કરવી નહિ. પાસેનાજ ગામમાં તેમની નાનપણની બેનપણી ગંગાડોશી રહેતાં હતાં ત્યાં રાતોરાત ગયાં. ગંગા ડોશી પણ લગભગ ૬૫–૭૦ ની ભરતીમાં આવેલાં. તે પણ તેના દીકરાના દીકરા અને તેના કુટુંબ સાથે રહેતાં હતાં. રતન ડોશી એને ઘેર પહોંચ્યાં ત્યારે ગંગાડોશી ઓટલે બેઠાં હતાં.

"કોણ રતન ! તું ક્યાંથી આવી ? હેં ! ભલે આવી. આવ સારે વખતે આવી. તું આજે ના આવી હોત તો હું મળત પણ નહિ. જો આજે તો હું કંઈ નવાજુની કરવાની હતી."

"નવા જુની ? તે શું વળી કે તો ખરી ?" રતન ડોશીએ ઉત્સાહથી પૂછ્યું.

"શું કહું મારૂં કપાળ ! કોણ જાણે ભગવાન બધાંને તેડું મોકલે છે ને મને કેમ નથી મોકલતો. આજ તો તે કંઈ વખત છે ! આટલી ઉમ્મરે આટઆટલાં દુઃખ વેઠવાં ! આજે સાચું કહું રતન, હું તે ઘરબાર છોડીને ચાલી જવાની હતી. મારાથી હવે નથી વેઠાતું."

"અત્યારે તો આપણે સરખાં. તું વિચાર કરતી રહી તે મેં તો પણ કરી નાંખ્યું. દુઃખની મારી આજે તારે ત્યાં આવી છું. સારૂં થયું તે એકમેકનાં દુઃખ સાંભળી મન વાળીશું. બીજું તો શું કરીએ ?"

"કરીએ શું કપાળ ? મારો દીકરો ને વહુ ને તેનાં ચીબાવલાં છોકરાં એ બધાં મળીને મારા ઉપર કંઇ જુલમ ગુજારે છે કે ન પૂછો વાત. રતન, તું હોય તો ક્યારનો કુવો હવાડો કર્યો હોય. એ તો હુંજ બધું સહન કરૂં. મારાં રોયાં જાણે હું તો મરવા સુતી હોઉં તેમ મને તો કંઈ કરવાજ ન દે. કહેશે મા તમે તો ઘરડાં. તમે પડી જશો, તમે માંદાં પડશો, તમને સુઝે નહિ, તમને વા થશે, તમને શરદી થશે. સુવાં આ તે કંઇ કોતક ! મને ખાટલેથી ઉઠવા પણ નથી દેતાં. જાણે કેમ હું મરવાજ પડી હોઉં ! મને કેરીનું અથાણું યે ખાવા ન દે, કહેશે મા તમને ઉધરસ થશે–તાણુ આવશે. મને બટાટા બહુ ભાવે ને ખાવા ન દે: કહેશે મા તમને વાયડા પડશે. શીરો લાવે ને ખાવા ન દે. કહેશે મા તમને પચશે નહિ. આ તે કંઈ રીત છે ? એ લોકોનું ચાલે તો મને જીવવા પણ ન દે. મારાથી તો બા આ જુલમ નથી વેઠાતો. હું તો મારે એક ઓરડી લઈને જુદી રહીશ ને મારે હાથે જે થશે તે કરી ખાઈને પેટ ભરીશ.

અહિં તો અડધી ભૂખે મરૂં છું. ઘરડી થઈ તેથી શું થયું ? જીભ થોડીજ જતી રહી છે ? હેં, કેમ બોલતી નથી, રતન ? ખોટું કહું છું ?"

"હા મા હા. આજ કાલનાં છોકરાં તો એવાંજ. તને આવું દુઃખ છે તો મને એથી ઉલટુંજ છે. સ્હવારથી સાંજ સુધી મારા હાથ નવરાજ નહિ. બધાંનું કામ મારે કરવું, મારૂં કોઈ ના કરે. નાના બાળકનાં બાળોતીયાં સુદ્ધાં મારે ધોવાં. પણ મા, હવે તો હાડકાં નથી ચાલતાં. આજ કાલ કરતાં થોડાં ઘણાં શીત્તેર વરસ થયાં. પછી તે મારાં હાડકાં છે લોઢ ?"

"અરેરે મા એવું હોય તો સારૂં જ તો ! લાવની હું તો આખો દિવસ કામ કર્યા જ કરૂં. આ અહિં તો વગર વાંકે કેદખાનું છે. જરા ઓટલે ગઈ તો લાગલોજ છોકરો ઘરમાંથી દોડી આવે ને મારૂં બાવડું પકડી ઘરમાં લઇ જાય ને ખાટલા ઉપર બેસાડી કહેશે, કે મા, તમારૂં હાડ નબળું, તમને વા લાગી જશે. મુવો એ જુલમ તે કેમ સહન થાય ?"

રતનડોશી, ગંગા ડોશીને ઘેર ચાર દિવસ રહ્યાં; પણ તેટલા વખતમાં તેમ જોઇ લીધું કે ગંગા ડોશી કરતાં પોતે બહુ સુખી હતાં. ગંગા ડોશીને બીચારાંને જરા કાંઈ ન્હીલાં મૂકતું નહિ; જરા કોઇ કંઈ કરવા દેતું નહિ. મન મૂકીને કંઇ ખાવા દેતું નહિ, અને જરા જરામાં મા તમને આમ થશે ને મા તમને તેમ થશે, કરીને બીચારીને અકળાવી નાંખતાં. પાંચમે દિવસે રતનડોશી ઘેર પાછાં ફર્યા ને શરૂઆતમાં આપણે વાંચી ગયા તેજ પ્રકારનો આવકાર તેમને મળ્યો.

"અરે દાદીમા, ક્યાં જાત્રાએ ગયાં હતાં ? જરા કહેવું તો હતું મને અહિં કેટલી અડચણ પડી ?" ચંચળવહુએ રોદડાં રોયાં, "આ બટુક તો તમારા વગર કેમે કર્યો રહે નહિ. સંભારી સંભારીને રડે. રડી રડીને ગામ ગજવી મૂકે; એને રાખવાને તો મધુ ને લલિતા બે દિવસ ઘેર રહ્યાં હતાં, ને ઘરનું બધું કામ તો જુઓ. બધું એમનું એમ પડ્યું છે."

"હા–મા હા." ડોશીમાએ બટુકને હાથમાં લઇ બચ્ચી કરતાં કહ્યું: "હવે કોઇ દહાડો કંઇ જવાની નથી. જાઓ કહેશો તોએ જવાની નથી. તમારાં જેવાં છોકરાં; આ ઘર ને મારૂં કામ અપ્યાનુ રહે. મારે શું કામ જવું પડે ! મને શું દુઃખ છે ? કોઇને કેવાં કેવાં દુઃખ પડે છે ! ભગવાન તમને સો વરસનાં કરે. ક્યાં છે મારી મધુ ને લલિતા ? નિશાળે ગઈ છે ? લાવ એને માટે તાજો ઉનો ઉનો નાસ્તો તૈયાર કરી મૂકું."

ડોશીમા હસતે મોઢે કામે વળગ્યાં. તે પછી કોઇ દિવસ તે બબડતાં સંભળાયાં નથી.

# આત્માનાં ઐક્ય.

[ લખનારઃ—રા. રા. રતિપતિરામ ઉ૦ પંડ્યા; બી. એ. ]

રતનપુરની ભાગોળે એક વિશાળ તળાવ અને તે તળાવની આસપાસ છૂટક છૂટક મહાદેવની દેરીઓ અને તળાવને બીજે છેડે રતનપુરનું સ્મશાન. આ બધાય ગામનો દેખાવ કાંઇક ભવ્ય, અને ભયમિશ્રિત રમણીય લાગતો. સાયંકાળે મહાદેવનાં દેરાંમાંથી ઘંટારવ દૂર સુધી સંભળાતા, અને 'જય શંકર' 'જય મહાદેવ'ના છૂટક છૂટક અસંબદ્ધ અને ઊંડાણમાંથી આવતો અવાજ દૂર સ્મશાન સુધી સંભળાતો. ખેતીનો પ્રદેશ હોવાથી ગામમાં ઢોરઢાંખર, અને ખેડુત વર્ગની વસ્તી વિશેષ પ્રમાણમાં દૃષ્ટિગોચર થતી; માત્ર અમલદાર વર્ગ અને સંભાવિત ગૃહસ્થોનાં કુટુંબો સિવાય ગામમાં સંસ્કારી કે ઉજળીઆત વસ્તી નહોતી.

જમાનાનું જુનું રતનપુર પુરાણા ઇતિહાસનાં પાનાંમાં ઉચ્ચ સ્થાન ભોગવતું હતું. તેણે કુતુબુદ્દિનના સમયથી મુસલમાનોના ઝપાટા ખાધા હતા; મોગલાઇનો ભોગ થઇ પડવાનો પ્રસંગ પણ તેને પ્રાપ્ત થયો હતો; મરાઠાઓની વારંવાર થતી લૂંટમાં તેનું ધન ખેંચાઇ ગયું હતું; અને અંગ્રેજ રાજ્યના અમલ નીચે સુખે સ્વપ્ન ભોગવતું રતનપુર નિસ્તેજ, નિર્બળ અને ગામડીઉં થઇ ગયું હતું. તેના પુરાણા કોટના જર્જરિત ભાગો પ્રાચીન ગૌરવની હજુએ પ્રતીતિ આપતા હતા. માટી ખોદનારા કુંભારો વારે વારે કહેતા કે 'અમુક સ્થળે મોટી શિલા નીકળી, અમુક સ્થળે વિશાળ મહેલનો થાંભલો હાથ લાગ્યો, કે અમુક સ્થળે ખવાઇ ગયેલું 'સુકકું' હાડપિંજર હાથ લાગ્યું.' આવી વાતો સાંભળી અમલદાર વર્ગના માણસો તેની તપાસ કરતા, અને તે વાતોને સત્ય લાગતાં પ્રજાની જાણ માટે વર્તમાનપત્રો દ્વારા પ્રકટ કરતા. આને લીધે રતનપુરની પુરાણી મહત્તા હજી ગયેલા અંગારામાં રહેલા અગ્નિની માફક કવચિત્ ઝળકતી, અને બહારના શોધખોળ કરનારાઓને રતનપુર મુલાકાતનું સ્થાન થઇ પડ્યું હતું. બહારનાં માણસો-

ની આમ અવરજવરને લીધે રતનપુરની વસ્તીમાં સળવળાટ થતો. તે શિવાય રતનપુર શાન્ત, સ્વસ્થ અને ગાઢ નિદ્રાધીન લાગતું.

* * *

" ચંદી, ચંદી, તું આમ ક્યાં સુધી રડયાં કરીશ ? બ્હેન, ગઈ વાત તો હવે વિસાર્યે જ છૂટકો ! આમ રડયે હવે કેમ ચાલશે ? બ્હેન, દુઃખ તો પડયે જ જાય, અને માણસે તેને સહન કર્યે જ જવું, એમાં જ આપણા જીવનનું સાર્થક છે. જોને, મારે આજ પચાસ વર્ષથી ધોળે લુગડે ફરવું પડે છે. તારા કરતાં યે મારી વય તે વખતે નાની હતી, અને અત્યારે ખાસ્સાં પાંસઠ થયાં છે. એ તો એમજ દિવસો જાય, જીવન જાય, અને આવતે ભવ આ ભવનાં સારાં માઠાં કામોનાં ફળ ભોગવીએ. તે શિવાય મનુષ્યનું બીજું શું ચાલે ? માટે બેન, તું હવે ગઈ ગુજરી વિસારવા યત્ન કર, અને માથે પડયો ભાર ઉપાડવા ધીરજ ધર."

" માશી, " ગદગદિત સ્વરે બોખરી ઘંટડીના જેવા સ્વરથી દુઃખી બાળા બોલી, " મને અન્નજળ વિના મરવા દ્યો તો જ઼ેવું સારૂં ! આ સઘળી દિશાઓ મને ખાવા ધાય છે, પ્રત્યેક વસ્તુ મને કંટકરૂપ દેખાય છે; મારા શરીરમાં નિર્બળતા વધતી જાય છે; મારૂં કોઈ નથી એમ મને લાગ્યાં કરે છે. હું નિરાધાર, અભાગણી અને અપશુકનીઆળ લાગ્યાં કરૂં છું. મારૂં આખ્ખું શરીર મને ભારેભારે લાગ્યાં કરે છે. હાય, હાય ! ઘડીમાં શુંનું શું થઈ ગયું ! હજુ તો એમના બોલના પડઘા મારા કાનમાંથી જતા નથી; તેમનું હાસ્ય મારા મનમાંથી જતું નથી; તેમનો વિનોદી સ્વભાવ સાંભરતાંજ કાળજું કપાઇ જાય છે; તેમની આખ્ખી મૂર્તિ મારી આંખ સ્હામે ઉભી ઉભી હસે છે, ત્યાં માશી, તમે એમને વિસારવાની વાત કરો છો, તે મને કેમ રૂચે ? તમારાં વચન મારા કાનમાં રહી શકતાં જ નથી. " આટલું કહી વધારે ન બોલી શકવાથી બાળા ચૂપ થઇ ગઇ. તેની આંખમાંથી ચોધાર આંસુ વહી તેનો સ્તનપ્રદેશ ભીંજાઈ રહ્યો હતો. તેના ગાલ ઉપર શોકની નિસ્તેજતા પ્રસરી રહી હતી, અને દુઃખના આવેશથી તેના ફીક્કા ગુલાબી ગાલ ઉપર મધુરતા, અને આંખમાં દુઃખ મિશ્રિત મૃદુતા સ્પષ્ટ દેખાઇ આવતાં હતાં.

ડુસ્કાં ભરતી બાળાને માશીએ છાની સરસી ચાંપી, તેને ધીરજ આપવા પ્રયત્ન કર્યો; પણ પ્રબળ દિલનો આઘાત માશીનાં આશ્વાસનોથી રૂઝાઇ શક્યો નહીં. માશીનાં આશ્વાસનોએ તો ઉલટું બાળાનું દુઃખ વધાર્યું.

અને પોતાના વ્હાલસોયા પતિના દરેક લાડના પ્રસંગો એક પછી એક જેમ જેમ યાદ આવવા લાગ્યા, તેમ તેમ બાળા મુંઝાવા લાગી, વધારે ડુસકાં ભરવા લાગી, અને અશ્રુનો પ્રવાહ વધુ વેગવાન અને અસ્ખલિત થતો ગયો. મારી અનુભવથી બાળાની મુંઝવણ સમજી, અને તત્કાળ તેને એકલી રહેવા દઇ, પોતે બીજા ખંડમાં જતી રહી.

* * *

રતનપુરમાં મણિભદ્રનું કુટુંબ પ્રતિષ્ઠિત ગણાતું હતું. તેમની પુત્રી ચંદ્રબાળા ન્હાનપણમાં ઘણા લાડમાં ઉછરી હતી. પણ તેની મા પ્રવીણાના સુસંસ્કાર અને સારી કેળવણીથી મોટી ઉમ્મરે ચંદ્રબાળા સુસંસ્કારી બની હતી. પણ પુત્રીના સુસંસ્કારની ફાલીફુલી વાડીનાં ફળ જોવા માતા જીવી નહીં, અને પુત્રીને પોતાની વિધવા બેનના હાથમાં સોંપી મૃત્યુ પામી. પત્નીના મરણ પછી મણિભદ્રે યુવાવસ્થામાં હોવા છતાં બીજીવાર લગ્ન કર્યાં નહીં, અને કુટુંબમાં રહી વાનપ્રસ્થ જીવન ગાળવા લાગ્યા. માત્ર ચંદ્રબાળાની કેળવણી તરફ તેમણે લક્ષ આપવા માંડ્યું. ચંદ્રબાળા સોળ વર્ષની થઈ એટલે તેને વિધિસર લગ્નથી પોતાની જ નાતિના સુશિક્ષિત યુવક રવિકાન્ત સાથે પરણાવી. ચંદ્રબાળા પરણીને સાસરે ગઈ, ત્યારે પિતાની આંખમાં સ્હેજ આંસુ આવ્યાં, અને દુષ્યન્તને ત્યાં શકુંતલાને વળાવતી વખતે કણ્વ જેવા તપસ્વીને જે વ્યથા થઈ હતી, તેથી યે અધિક વ્યથા તેમણે અનુભવી. પુત્રી અને જમાઈને શુભ આશિર્વાદ આપી, ગદ્ગદિત કંઠે કાંઈ ન બોલી શકવાથી, તેઓ પોતાના ખંડમાં ચાલ્યા ગયા. અને દિલની વ્યથાને સમાવવા યત્ન કરવા લાગ્યા. વરકન્યા વિદાય થયાં, અને તેમનો સંસાર બે વર્ષ સુખરૂપ ચાલ્યો. પુત્રીને વિદાય કર્યા પછી મણિકાન્તનું શરીર લથડ્યું, અને એક દિવસ સહસાજ પ્રાણ ત્યાગ કરી દીધો. પિતાના મૃત દેહ ઉપર પડીને ચંદ્રબાળાએ કલ્પાંત કર્યો, પણ ગયો પિતા ફરીથી દેખાવાનો નહોતો. એટલે સગાં વ્હાલાંએ સમજાવી ચંદ્રબાળાને દૂર કરી. મણિકાન્તના શરીરની ઉત્તરક્રિયા કરી.

પિતાના મરણનો ઘા હજુ રૂઝાયો નહોતો, સ્મરણમાંથી પિતાની મૂર્તિ સ્હેજ પણ ખશી નહોતી, ત્યાં વિધિ સુકુમાર બાળા ઉપર વજ્ર પ્રહાર કરવા તૈયાર થયો. કાળમુખો પ્લેગ આખા હિંદુસ્થાનમાં ફરી વળ્યો. પ્લેગની બીકે રવિકાન્ત ચંદ્રબાળા સાથે રતનપુરમાં આવ્યા, પણ પાતાળમાં પેસનારને પણ મરણ માણસને મૂકતું નથી. રવિકાન્તને રતનપુર આવ્યે બે દિવસ જ તાવ આવ્યો. પ્લેગ થયો કે નથી થયો તેની ચિકિત્સાઓ ડૉક્ટર કરતા રહ્યા, અને એટલામાં

તો રવિકાન્ત વિદેહ થયા. ચંદ્રબાળાના જીવનનો સૂર્ય આમ અકાળે અસ્ત થઈ ગયો !.

હિંદુ સંસારે વિધવા સ્ત્રીઓના જીવનને એવું તો અમાંગલિક અને ભયંકર સ્વરૂપ આપી દીધું છે કે વિધવાને જીવવા કરતાં મરવું વધારે સરલ અને ઇષ્ટ લાગે છે. ચંદ્રબાળા પતિઘેલી હતી, પતિનાં લાડમાં જ તેણે પોતાનાં પાંચ વર્ષ પાંચ પળની માફક ગાળ્યાં હતાં, અને હવે 'રવિકાન્ત વિના પોતે જીવે છે,' એ વિચારથી તેને વારેવારે કંપ થવા લાગ્યો. 'વિધવા' એ શબ્દ જ તેને ખુંચવા લાગ્યો. 'રવિકાન્તને ફરીથી દેખવાના નથી' એમાં તેને વારેવારે સંશય પડવા લાગ્યો. જેમ જેમ રવિકાન્તના વિચારો તેના મગજમાં આવવા લાગ્યા, તેમ તેમ તેનો ઉન્માદ વધતો ગયો, અને આખરે એક દિવસ તો તેણે આપઘાત કરવાનો વિચાર કર્યો, પણ સગાં સંબંધીઓની મધ્યમાં આવો અઘટિત આચાર તેનાથી થઈ શક્યો નહીં. જગત જાણતું કે ચંદ્રબાળા વિધવા થઈ છે, ચંદ્રબાળા જાણતી કે હું સધવા છું, અને મારો પતિ રતનપુરના સ્મશાનમાં વસે છે. દિવસો આમ વહી જવા લાગ્યા !!

* * *

ભાદ્રપદ માસના કૃષ્ણપક્ષની રાત્રીનો અંધકાર પ્રદેશ ઉપર પથરાઈ ગયો હતો. હમણાં જ વરસાદનું એક અજાણતું ઝાપટું પડી ગયું હતું તેથી ભૂમિ ઉપર ભીનાશ વ્યાપી રહી હતી. રતનપુરનું સ્મશાન અત્યારે ભયંકર લાગતું હતું. રાત્રીનો સમય અને સ્મશાન જેવું સ્થળ એટલે ભયંકરતા સાક્ષાત ત્યાં વસતી લાગતી હતી. રતનપુર ગામથી સ્મશાન જો કે આઘું નહોતું છતાં ભયંકરતાને લીધે રતનપુરના લોકો રાત્રે મડદાં બાળવા જતા નહોતા. આવા ભયંકર સ્થળમાં એક અવધુત વેશધારી રતનપુરના સ્મશાનમાં આવ્યો. જીર્ણવસ્ત્ર હતો, શરીરે કૃશ, અને થાકથી નરમ થયેલો જણાતો હતો. તેણે આવીને ચારે પાસ જોયું. જાણે કાંઈ અમૂલ્ય વસ્તુ ગુમાવી દીધી હોય, તેમ તેણે આમ તેમ ફાંફાં મારી જોવા માંડ્યું. આખરે એક સ્થળ જોયું. ત્યાં આવી ભૂમિ ઉપર શ્રમ ઉતારવા તે બેઠો. અને ભેજવાળી ભૂમિ ઉપર પોતાનો અંચળો બિછાવી અવધુત ભૂમિ ઉપર સુતો. સુતે સુતે તેના મનમાં વિચારોની પરંપરા ચાલી અને મુખમુદ્રા ખિન્ન થતી ગઈ. આખરે તેની આંખમાં ઝળઝળીઆં આવ્યાં, ઉઠ્યો, ભૂમિને ચુંબન કર્યું, અને ઉન્મત્તની માફક અંચળો ઉપાડી ત્યાંથી દોડીને એકદમ તે સ્થાનનો ત્યાગ કરી દીધો. આજના દિવસ પછી હમેશાં રાત્રે અવધુત આવા ભયંકર

સ્મશાનમાં આવતો, ભૂમિ ઉપર બેસી શ્રમ ઉતારતો, અને ખિન્નતા વ્યાપતાં જ ભૂમિ ઉપર પડી ભૂમિને ચુંબન કરી, ત્યાંથી સહસા દોડી જતો.

આવા ભયંકર નિર્જન સ્થળમાં આ અવધુતની ક્રિયા જોનાર કોઈ પણ નહોતું એમ ન બન્યું. પાસે એક ઝુંપડીમાં સ્મશાનનો ભાગ લેનાર ભંગી રહેતો હતો. તેણે દરરોજ રાત્રે અવધુતને આમ કરતાં જોયો. પછીથી અવધુત જણાતો નહીં. પ્રથમ તો તેને ભૂતનો વહેમ પડવા લાગ્યો; પણ એક દિવસ તેણે અવધુતના મ્હોડાના શબ્દો સાંભળ્યા ત્યારથી તેની ખાત્રી થઈ કે કોઈ દુઃખી અહીં આંટા મારે છે. દિવસના સમયમાં આ ભંગીએ બબ્બે ત્રણ ત્રણ ગાઉ સુધીમાં તપાસ કરી, પણ અવધુતનું નામ નિશાન જણાતું નહોતું.

આ અવધુતની હીલચાલનો તપાસ કરવાનો આ ભંગીએ નિશ્ચય કર્યો. એક દિવસ રાત્રે અવધુત સ્મશાનભૂમિ ઉપર આવ્યો. પોતાનો નિત્યનો કાર્યક્રમ આટોપી લીધો, અને ભૂમિને ચુંબન કરીને બોલ્યો, "મારા જીવનરવિ, તારા દેહની રાખ સાથે આ દેહની રાખ ભળવાનો સમય પાસે આવે છે. પ્રિય, મેં તને ઘણી રાહ જોવડાવી, તેની ક્ષમા આપ. હવે તને નહીં રોવાવું." આટલું બોલી આંખમાં ઝળઝળીયાં સાથે અવધુતે ઉતાવળથી ચાલવા માંડ્યું: તે જાણે નહીં તેમ ભંગી તેનાથી દૂર રહી અંધારામાં તેની પાછળ ચાલ્યો.

મધ્ય રાત્રીનો સમય વીતી ગયો હતો. ઝમઝમાટ કરતી રાત્રી વહી જતી હતી. ભયંકર અંધકારમાં તમરાંઓના અને ખાબોચીઆમાં ભરાયેલાં દેડકાંના ડૂં ડૂં અવાજોથી રાત્રી અને સ્થળ ઘોર ભયંકર લાગતાં હતાં. અવધુત ત્વરાથી આગળ ચાલવા લાગ્યો. બે એક કલાક ત્વરાથી ચાલી શ્રમને લીધે સ્હેજ આરામ લેવાને એક વડના વૃક્ષની નીચે બેઠો. થોડીવાર વિશ્રાંતી લઈ અવધુતે આગળ ચાલવા માંડ્યું. એટલામાં અગ્નિ ઝીણો ભડકો જણાયો, ને એક આશ્રમ જેવું પર્ણકુટીનું બનાવેલું ઝુંપડું દેખાયું. તેમાં તે અવધુતે પ્રવેશ કર્યો. અવધુતે જળથી મ્હોં ધોયું અને અગ્નિ પાસે આવીને પોતાના કેડેથી ડાબલી કાઢી તેમાંથી ભસ્મ લઈ પોતાને શરીરે લગાડવા તેણે પોતાનું વસ્ત્ર ઉંચું કર્યું એટલે ભંગી ચમક્યો. વસ્ત્રમાંથી ઝળકતું સુંદર શરીર દેખાયું. મુખાકૃતિ શીર્ણ અને શુષ્ક થએલી હતી, પણ અંગોની ખીલવણી સ્ત્રીના જેવીજ હતી. શોકના તાપે અંગોની લાલાશ જતી રહી હતી, અને યૌવનનો તસતસાટ જતો રહી વૃદ્ધત્વનાં ચિન્હો જણાતાં હતાં.

ભંગી જાતનો હલકો હોવા છતાં સ્વભાવે પરગજુ, દયાવાન ને ઉચ્ચાભિલાષી હતો. હલકી વર્ણમાં જન્મ હતો તેથીજ તે હલકો ગણાતો હતો. તેણે અવધુતને બદલે સુંદર બાળાને પોતાની સન્મુખ ઉભેલી જોઈ તેને નવાઈ લાગી. તેણે વિચાર્યું "આવી સુકુમાર બાળાને આવું તે શું દુઃખ હશે કે આવા ભયંકર સમયે આમ નિર્જન વનમાં એકલી પડી રહે છે. સ્મશાનમાં આવતાં પણ તેને કમકમાં આવતાં નથી. હશે. હાલ શું થાય છે તો જોઉં." આવો વિચાર કરી ભંગી દૂર ઉભો ઉભો જોવા લાગ્યો. બાળાએ અગ્નિમાંથી થોડા દેવતા લીધો અને પોતાની ઝુંપડીના પાછળના ભાગમાં મૂક્યો. પતિદેવનું સ્મરણ કરી પલાંઠી વાળી ધ્યાન લગાવ્યું. પતિના શરીરની રાખ પોતાને ડીલે ચોપડી હતી. માત્ર પતિના આત્મા સાથે પોતાનાજ આત્માને યોજવાનો હતો, તે ધ્યાનમાં બેઠી. એક પાસથી ઝુંપડી સળગી. ભંગીએ બાળાને ઉઠાડવાનો યત્ન કરવા કરતાં પર્ણકુટિ હોલવવાનો પ્રયત્ન કરવા માંડ્યો. પણ ઈશ્વરને ગમતું હોય, ત્યાં મનુષ્ય પ્રયત્ન સર્વથા અફળ જાય છે. હોલવવાના પ્રયાસમાં પણ પડ્યુ થઇ રહે, ઝુંપડી મોટા ખડખડાટ સાથે ઢગલો થઈ તૂટી પડી, અને અગ્નિ પણ જોતજોતામાં ચારે તરફ ફરી વળ્યો. ભંગીના પ્રયાસ બધા નિષ્ફળ ગયા, અને જ્યારે તેને બાળાનું શરીર હાથ લાગ્યું, ત્યારે બાળાના ગૌર સુંદર સુકુમાર દેહને બદલે કાળું કાવતા જેવું ખોખું તેના હાથમાં આવ્યું.

વાંચનાર ! આ બાળા તે બીજી કોઈ જ નહી, પણ આપણી વાર્તાની નાયિકા ચંદ્રબાળાજ હતી. તે એકાએક એક રાત્રે દુનિયાની દૃષ્ટિએ ખોવાઈ ગઈ. જેમ જેમ દિવસો ગયા, તેમ તેમ પતિદેવને મળવાની ઉત્કંઠા વધતી ગઇ, આખરે તેણે પોતાનો વેશ છુપાવવા અવધુતનો વેશ ધારણ કર્યો. પતિદેવના દેહને અગ્નિ સંસ્કાર થયા હતા, તે સ્થાને દરરોજ આવી ભૂમિને ચુંબન કરી ત્યાંથી જતી રહેતી. જ્યાં પોતાના પતિના દેહની રાખ થઈ હતી, તે ભૂમિ પણ તેને પવિત્ર અને ભાગ્યશાળી લાગવા માંડી. આખરે પતિને મળવાની ઉત્કંઠા વધી, એટલે પોતાને ડીલે પતિદેહની રાખ ચોળી, અને પતિનું ધ્યાન ધરી ઝુંપડી સળગાવી આત્માને પતિના આત્મા સન્મુખ મોકલ્યો. ભંગીએ રતનપુરમાં આ વાત કરી, ત્યારે લોકોને સમજાયું કે રવિશંકરની બાળા ઉન્મત્ત ચંદ્રબાળા સતી થઈ !! ગામ લોકોએ ચંદ્રબાળાની દેહવિલય સ્થાને એક ચોતરો બંધાવ્યો. હજુએ તે ચોતરો ચંદ્રબાળા સતીના ચોતરા તરીકે ઓળખાય છે.

દરેક પ્રસંગે દાન આપતાં આ

# હિન્દુ અનાથ આશ્રમ

## નડીયાદને યાદ કરશો!!!

**હમણાં હમણાં ઘણા કુધારા ફેશનને આગ લગાડી તીલાંજલી આપો છો.**

તેના પરિણામે થએલી સંતતી, અનાથ અને નિરાધાર થઇ જતાં તેને ઉદ્ધારવી, સંભાળવી અને જે બુરા રીવાજો આપણે પોતે ચાલુ રાખ્યા, તે માટે જાણે આપણે આ અનાથોને જવાબદાર છીએ, એમ ગણી આપણા દિલમાં કદી કંપારી ઉપજાવી છે ! ! કે, તે દોષમાંથી છુટવા, તેમને બચાવવા વિચાર કરી કંઇ દાન આપ્યું છે ? ?

**અમારા ખાતાને મદદ કરી તમારૂં ઋણ ભરી આપશો !!**

તે માટે લખોઃ—

ઓન. સેક્રેટરી, હિન્દુ અનાથાશ્રમ-નડીઆદ.

*Cover Printed at The Babu P. Press, Richey Road-Ahmedabad.*

# સ્ત્રીઓને વાંચવા લાયક કેટલાંક પુસ્તકો.

**ચંદા.** ઐતિહાસિક સ્વતંત્ર નવલકથા. કિંમત રૂ. ૧-૧૨-૦.

આમાં ચારસો વર્ષ ઉપર થઇ ગયેલી રણથંભોરના દુર્ગરક્ષક સુરજનસિંહની પત્ની ક્ષત્રાણી ચંદાનો ચિતાર છે. સુરજનસિંહે લોભ-સ્વાર્થને વશ થઇને શહેનશાહ અકબરની સામે યુદ્ધ ન કરતાં મેવાડના મહારાણાનો એ અજીત કીલ્લો તેને સોંપી દેવાનો વિચાર કર્યો, ને તે વિશેની જાણ તેની સ્ત્રીને થતાં તેની વીર પત્ની ચંદાએ પોતાના સ્વામીદ્રોહી પતિનો જાતેજ વધ કરી પોતે તેની સાથે બળી મુઇ સતી થઇ હતી. આ નવલકથા અદ્દભુત ને અત્યંત રસિક છે.

**સુશિક્ષિત સ્ત્રી.** ખાસ કરીને કેળવાએલી સન્નારીઓને વાંચવા સારૂ બાળકેળવણીના તથા સુગ્રહણીના ગૃહવ્યવસ્થાના ઉત્તમ નમુનારૂપે આ નવલકથાનું પુસ્તક લખવામાં આવ્યું છે. પાકું સળંગ છીંટનું પુંઠું. કિંમત રૂ. એક.

**સ્ત્રીકેળવણીનો ખરો ઉપયોગ**—સ્ત્રી પુરૂષના પત્ર વ્યવહારરૂપે. કન્યાઓ તથા નવ પરિણિત સ્ત્રીઓને ખાસ ઉપયોગી પતિ પત્નીના અરસપરસ લખાએલા ૩૨ પત્રોરૂપે આ પુસ્તક છે. પુંઠું પાકું. કીંમત રૂ. સવા.

**વિપિન.** સામાજીક નવલકથા. બીજી આવૃત્તિ. કિંમત રૂ. બે. લેખક રા. રા. રાજેન્દ્રરાય સોમનારાયણ દલાલ, બી. એ.

વીસમી સદીના સમયની આ વાર્તામાં સંસાર સુધારાને અંગે ચર્ચાતા ઘણાક વિષયોનો ઉહાપોહ કર્યો છે. તીલસ્માતી કે પ્રેમના નામ નીચે ખોટાં ટાયલાંનો આમાં અંશ પણ નથી: પરંતુ સ્ત્રી-પુરૂષ કે બાળક સરખાજ રસથી વાંચે ને કાંઇ સાગે સાગે પાઠ શીખે તેવી ઉત્તમ બોધદાયક છે.

**માયાનો બજાર** ચાલુ જમાનાની હિંદુ સામાજીક નવલકથા—

કિંમત-૧ ભાગ ભાગની રૂ. ૨: બીજા ભાગની રૂ. ૨-૪-૦

સ્વ. હરિનારાયણ આપટેની નવલકથાનું આ ભાષાન્તર રા. મુકુંદરામ નિત્યારામ મહેતાએ કરેલું છે. આખી નવલકથાનાં એકંદર ૬૬ પ્રકરણો છે. તેમાં ચાલુ જમાનાનું તથા જનસ્વભાવનું તાદમ્ય ને મનોહર દશ્ય છે.

**સતીમંડળ** } લેખક-રા. રા. કેશવજી વિશ્વનાથ ત્રિવેદી. નવી આવૃતિના દરેક ભાગની કીંમત રૂ. સાડાત્રણ.

**સીતા**—(સ્ત્રીઓને આદર્શરૂપ રૂપાંતર નાટક) કિંમત રૂ. ૦-૧૨-૦.